વીંટીઓ વાળીસૂત ઘેર ધુમ્મર ઘણે, રીસ તે દનતણી ક્રોધકક્ષા;
લખવસા લાજ કોણ લઇ શકે એહની, જેહને શીર શ્રીરામરક્ષા. ૨૪૮
એક શ્રીરામનું નામ રસના જપે, જન્મ કોટિતણા તાપ ત્રાસે;
એક શ્રીરામનું નામ રસના જપે, અષ્ટ મહાસિદ્ધ નવનિધ વાસે;
એક શ્રીરામનું નામ રસના જપે, નિમિષમાં પાપના ઓઘ નાસે;
એક શ્રીરામનું નામ રસના જપે, બેસી વૈમાન વૈકુંઠ જાસે. ૨૪૯
શ્રવણે સુણે રામનું નામ જો સ્વપ્નમાં, તેહને ભવતણી ભીડ ભાજે;
ઇંદ્રિ કંઇ કોટિધા તેહ નરને નમે, છત્રચિંતામણિ છાંય છાજે.;
અચળ ને અમર વૈભવ વૈકુંઠના, અનહદ નાદનિ વેણુ વાજે;
ઉણમ કશી તેહને દેહમાં દુઃખ કશું,સામળતણો સ્વામી જેશીશ ગાજે. ૨૫૦

અં—રીજ કે ખીજથી રામહૃદે રહે, જપ જાપ કે તપને મૂળ માને;
દેહ દાતાર નવ રામ કોડે કહે, સમઝિયો તે ઘણું શાસ્ત્ર શાને;
ઓધારિયા આપ ઇકોતરાં તે નરે, પોખિયો દેહ અમૃત પાને;
મરણ સમયાંતરે કરણ કિંચિત સુણે,યમદૂત નાસે જ્યમ હરણ રાને. ૨૫૧

રા—શી ઓીત કિડિ પરે, કટક તે શું ચઢે, તૃણના ઉપર તે શા કૂવાડા;
રંકપર રુઠવું રાજની રીત એ, તુચ્છ પટે કશી તાન તાડા;
ગુદરું છું ગુન્હો વાર ઘણી થઇ, બુદ્ધિહીણા બકે બોલ આડા;
લાજ ને કાજથી મૂકું છું જીવતો, કહેશે કાસદતણા કાન વાઢ્યા. ૨૫૨

## છપ્પો.

અંગદ—જપે રામનું નામ, દૂત લખ જોજન નાસે;
જપે રામનું નામ, વાસ વૈકુંઠે વાસે;
જપે રામનું નામ, દોહલાં દેહવટ જાયે;
જપે રામનું નામ, અગર જળ શીતળ થાયે;
નામ જપતા જેહ જન, લજ્જા કોણ લોપી શકે;
શસ્ત્ર ઘાવ વાગે નહીં, રામ નામ જો હ્રદે રખે. ૨૫૩

## કવિત.

રાવણ—દાવે બોલ્યો દશકંધ, ધાકડો કરે છે ધંધ;
બાંધી લ્યોને એને બંધ, મારી નાંખો મૂઢને;
ફેડી નાખો એનો ફંદ, છંછેડીને કરો છંદ;
મોટમ એની કરો મંદ, કહાડી નાંખો કૂડને;

મૂછ પૂછ ફૂછ કાપો, તન એનું તાપે તાપો;
અધિક એ લાણ આપો, પ્રાજે કરો પ્રૌઢને;
વાનરો આવ્યો છે વાસે, પોકાર કરે છે પાસે;
ઉડાવી નાંખો આકાશે, આકડાના તૂરને. ૨૫૪

## ઝૂલણા છંદ.

**અં**—નામ નર કોઇનું રામ હોય રીતમાં, બોલાવતે કોટિ કલ્યાણ કાયે;
રામ કહી નહાય કો છેક જઈ છિદ્રમાં, સહેજ ફળ ગંગ તરંગ થાયે;
અજાણ કે મૂર્ખ રસનાથકિ રામ કહે, પંચ પદારથ પ્રીતે પાયે;
સામળ કહે રામ અક્ષર એક બોલતે, દુઃખ દરિદ્ર દેહવટ જાયે.
**રા**—આપ અજાણ અજાણના કિંકરા, પુત્ર અજાણના કૂડકારી;
બાંધિયા નવ ગ્રહ જો અલ્યા બારણે, વેદ ભણે ઘેર બ્રહ્મ ભારી;
અહર્નિશા ઓળગે ઇંદ્ર ઉભો રહે, ધર્મ ધલહલ રહ્યો ધર્મધારી;
દિલીપકુલ દશરથ તેહનો દીકરો, ભૂપ સાથે ભિડે બ્રહ્મચારી.
**અં**—દેખ અલ્યા દાનવી, એ નહીં માનવી, એણે સૃષ્ટિ આ સ્થિર સ્થાપી;
એકવીશવાર નક્ષત્રી અવની કરી, કોટિધા ભક્તનાં કષ્ટ કાપી;
બળીને પૂછ બળ પ્રાક્રમ એહનું,ત્રણ ડગે લીધી ત્રિભોમ માપી;
અંગદ કહે કહું અજાણને કેટલું, પ્રીછે નહિ રાવણો મૂઢ પાપી.

## છપ્પો.

**કવિ**—ઝળકંતી તલવાર, બાણ વરસાદ જ વરસે;
કરડંતા કરે કોપ, ધીર ધશમસતા ધરસે;
નામ ગોળા રણતૂર, માર બહુ દૈત્યે દીધો;
વીંટ્યો વાળીનો પુત્ર, ધુમ્મરમાં ઘેરી લીધો;
ત્યાં માર માર સહુકો કરે, પ્રહાર પગે પાટુતણા;
બહુ અંગદ કીધો આકળો, જોદ્ધા આવ્યા અતિ ઘણા. ૨૫૮

## કવિત.

**અં**—અંગદ કહે એહિ સભામે, હેં કોઉ બુદ્ધનિધ;
લૂન લખ લાજ રખે, સામદ સિફારસી;
બુઝવે વેં બાવરેકું, જીવ જાન રખો ચહે;
ભોગવેં ધરસુત પૂત, કર કોઉ કારસી;

રાનીકો જાએ ભહિ, કોઉ રાજબીજ નહિ;
સબીહિ સરિખ ખર, ખરી નીતિ આરસી;
ગ્યાન કહા ગુમારનકું, કાકકું કપૂર કહો;
મર્કટકું માનક કહા, કા અંધેકું આરસી. ૨૫૯

## ઝૂલણા છંદ.

રા—એકવાર સીતા હરી, જો તું હવે ફરી, જાઉં અયોધ્યા ભણી ધીર ધાયો;
ઉદવસ્ત કરે એહની આણ જ્યાં લખી ફરે, જાણજો ભ્રાતને બાંય સહાયો;
નરનાર લખ કોટિધા લંક લગી લાવશું, ચિંતવું તે ઘડી ચિત્ત ચહાયો;
અંગદા સહિત બોણું સહુ અરણવે, જાણજો કૈકસી કૂખ જાયો !
કુ—એ વિધે વાક્ય સુણ્યાં જવ અંગદે, ચિત્તથી કોપ ચોપાસ ચઢિયો;
નિકટ નરપતિતણે વિકટ બહુ બોલિયો, અટપટી અંકથી આપ અડિયો;
ઝટપટી ઝાલિયો કર દશાનનતણો, ચટપટી જીભની જલ્પ જડિયો !
અં—બોળિયું કુળ અલ્યા બાપના બાપનું, કૈકસીપેટ તું પહાણ પડિયો !
કુ—તુચ્છકારો કરી સાંથકી ઉઠીઓ, રીસ ઝાઝી કરી રિદ્ધ રાજા;
ગુદરો કયમ ગુહ્નો એહ ગુણહિણનો, મટે મહિપતતણી એહ માઝા;
ફેરવી નજર ચોપાસ એ નરપતે, ધસમસ્યા ધીર તરતીબ તાજા;
પ્રૌઢ આયુધ પડે અંગદા ઉપરે, માર જોરાવરી જોધ ઝાઝા.
બાંધવા માંડિયો બળ કરિ બહુ જણે, ચોગમાં બાણની ચોટ નાંખી;
વકારે વિમાનેથકો રાય રાવણ ઘણું, શૂર સામદ કયમ રહે સાંખી;
હડબડાવ્યો ઘણું હીક હો હો કરી, તરવર્યા જોધ જ્યમ મધમાખી;
રામનું નામ અંગદતણે અંતરે, પડે જ્યમ શસ્ત્ર અંગફૂલ પાખી.
આપ જોરે કરી ઉછળ્યો અંગદો, કારમો કોપ આકાશે કીધો;
વળી ગયા હાથ તે તો રહ્યા હીંચતા, દોષી દેહવટ કરી દાવ દીધો;
બ્રહ્માંડ ભાંગી પડે એમ ભૂપર થયું, મધ્ય પડ્યો જ્યાં શૂર સીધો;
નાઠા નૃપતિ સહિત દાનવો દશદિશા, પાંચ કોટિતણા પ્રાણ પીધા.
બુમ પડી બધા દેશમાં બહો વિધે, રૈયત ઘણું નાસવા છેક છૂટી;
પ્રાજે કરી પૂછડે કંઇક પરાક્રમી, હિમ્મત હઠીલાતણી ટેક ત્રૂટી;
વિદાર્યા ઘણું વાનરે નખવડે નર ઘણા, આયુષ અયુતાંતણી ખાંત ખૂટી;
વ્યાપી વાત વીપરીત સૌ વિશ્વમાં, વાનરે એકલે લંક લૂટી.

નાસતા નર દીઠા ઘણા નરપતે, વાસ બાધા માંહે ત્રાસ પેઠો;
લંગૂરનું જોર લેખે લખધા લહ્યું, અહંકાર તજે કયમ એહ એઠો;
હુંકાર ને હોડ એ મોડ કોડે કરી, ફરી ભૂપ સભા ભરી ઘાટ પેઠો;
દંત કરડી મહા મૂછ મરડી પછી, આસને રાય બળવંત બેઠો.
નાગપાશ આણિયું જોર જણાવિયું, તાણિયું બાણ ટંકાર કીધો;
ગાળ દશ વીશ ત્યાં દીધી રીસે કરી, વાળીસૂત ઘુમ્મરે ઘેરી લીધો;
રા—સંભાર કોઇ ઇષ્ટને આ સમે અંગદા, પલક એકમાં તૂજ પ્રાણ પીધો;
નામ ટાળ્યું તારું રામ તુજ શત્રુએ, દાદો ત્યમ દીકરો દાવ દીધો.
અં-કુડ બોલે અલ્યા કુંવર કૈકસીતણા, નાક છેદન કરું નિમિષ નાથે;
જીવતાં જોર દેખાડવા માંડિયું, જોર હોતે તો વળગ્ય બાંય બાથે;
પ્રીતથી પ્રત્યુત્તર કરે તો હું પરવરું, હુકમ નથી રાઢનો તુજ સાથે;
લેખ લખ્યા બ્રહ્મતણા લક્ષવસા, રાવણતણું મોત શ્રીરામ હાથે.

## કવિત.

રાવણ-રાવ કહો રાવણની, રામ આગે રીસ કરી;
પરવરે પુરમાંથી, પેર કહું પ્રીતની;
જોર હોય જુદ્ધ કરો, રાઢ રણજંગમાંય;
લક્ષ્મી સહિત લંક લીજે, જાંગીર વાહો ઝીતની;
કાયર હો સાયરથી, નાસો નિરમાલ્ય થઇ;
નાસતાને મારું નહીં, રંક જેવી રીતની;
લખ કોટિ વીસ વસા, ઉત્તર કહે અંગદ તું;
દેહ છીબે આપું નહીં, આશ મૂક સીતની. ૨૬૯
અંગદ-જાણું છું જરૂર હવે, પ્રીછ્યો પૂરો પાર તારો;
આવી રહી રેખા તારા, આયુષના અંકની;
બારમો છે રાહ તુંને, પનોતી હજુર હૈયે;
વાંકા એક આઠ ઇશ, વિધાતાના વંકની;
એ તો વાત રહી અહીં, કહેવી નથી કોયે તહીં;
રાવ કશી રામ આગે, રાવણ તું રંકની;
વરદાન ઇશે દીધું, તુજ પાસે લાંચ લીધું;
સામળ કહે કાર્ય સિધ્યું, લાલચ મેલ લંકની; ૨૭૦

**રાવણ**—તરુણી હણી તાટકા, રોળ્યો રાક્ષસ રંક જેવો;
જે જે કીધું કામ રામે, હર્ખ હેત હાથનો;
બાપડો બચારો પેલો, ત્રિશિરાને તર્ત હણ્યો;
દાખ્યું અને દૈવત મેં, શોભા સમરથનો;
જાંબુ જમનારો પેલો, વાંદરીનો વાળિ બેટો;
જોર તો જણાયું એનું, દિકરો દશરથનો;
દેખાડરે દેહ દુજા, દશ શીશ વીશ ભુજા;
જિતવો અજિત રાય, રાવણ દશ માથનો. ૨૭૧

**અંગદ**—ત્રોડવું તરણ તુચ્છ, જમવું ઘી ખીચડીનું;
કીડી સાથે કુંજરનું, હોડે જેવું હારવું;
ઉષ્ણ કાળે નીર પીવું, પાપધન લેતા બીહીવું;
સ્હેજ દિને શ્રાદ્ધ જેવું, સોદરનું સારવું;
સૂમને નકારો કેવું, દાતા પાસે ધન ગેવું;
કહેવું કથન કંથ આગે, નીર તુંબ તારવું;
સામળ કહે સત્ય માન, અંગદ કહે જ્ઞાન આણ;
રામ હૃદે ધરે એમ, રાવણને મારવું. ૨૭૨

## છપ્પો.

**રાવણ**—નથી મારતાં વાર, રંજકમાં રણ રોળું;
અંગદ તારું અંગ, ચિત્ત ચાંચડવત ચોળું;
કાહું તાળવે જીભ, વદે જો વેર વાણીમાં;
વાંદરેલ કઢાવું તેલ, પીલાવું છું ઘાણીમાં;
જોર હોય તો જુદ્ધ કરે, મુજ કિંકરના સાથમાં;
એમ કહી અંગદને તિહાં, લીધો બળવંતે બાથમાં ૨૭૩

## ઝૂલણા છંદ.

દશકંધ કેમે માર્યો મરશે, ચંદ્રશેખર ચરચ્યા છે ચંદન;
દશકંધ કેમે માર્યો મરશે, વૈદનાથનાં કીધાં છે દન;
દશકંધ કેમે માર્યો મરશે, નવ નાડનું કર્યું નિકંદન;
**અંગદ**—ઈશ્વર ગત ઈશ્વર સૌ જાણે, દશકંધ હણશે દશરથ નંદન. ૨૭૪

## કવિત.

**રાવણ**—બાંધે છે સમશેર સહુ, ઝુઝવાને જાય રણું;
શોભા તેમાં શૂર કેરી, ધાઓ મુખ ખાય છે;
શ્યામ કહે સઉ સતી, પતિ માને આપ પતિ;
રતિવંત રામ જેવો, પાવકે પળાય છે;
દાતા દાતા કહે સહું, બોલે ન અદાતા બહુ;
બૌ લખણુ લાખ જર, દેતામાં જણાય છે;
કોટિ કોટિ કરે કામ, દુઃખથી જોડાવે દામ;
ચાડિયાની જીભ માંહે, જર તો ગણાય છે. ૨૭૫

**અંગદ**—ચાડિ ચતુરાઇ કહે, ચિત્ત તારા માંહે ચહે;
લે તો કહું વાત અર્થ, પરમાર્થ કામનું;
કેવું પડશે ત્યાં સાચું, કામ થાશે તારૂં કાચું;
રાચે રાય રાવણ તું, દેખી જોર દામનું;
ગંગા કદિ ઉલટી વહે, નેવે નીર મોભે ચઢે;
પડે ધ્રુવ પલકમાં, મેરુ ડગે ઠામનું;
પૂર્વ રવિ પ્રાચી જાય, એટલું કદાપિ થાય;
અફળ ન જાય એક, બોલ બાણ રામનું. ૨૭૬

**રાવણ**—ઉગ્યો તે આથમ્યો દીસ, દુઃખવાને આવ્યું રીશ;
રીશ કરૂ કેટલી તુંને, ઠગવાનો ઠાઠ છે;
આવરદા દીસે તારૂં, મન કોમળ થયું મારૂં;
હારૂં એક વચન મૂઢ, કાસદ તું માટ છે;
જા લઇને કહે તહીં, શું બકે છે ઉભો અહીં;
જાંહે જશે જીવ તારો, લખ્યું એ લલાટ છે;
મોકલ્યો છે શીખ દેઈ, લોભે લાભ લાંચ લઇ;
એ ભલાઇ બોલે શકે, ભૂપતનો ભાટ છે. ૨૭૭

**અંગદ**—કીરત કરે રામની, શેષ રવી શારદા જી;
મહા રુદ્ર ઈંદ્ર ચંદ્ર, જપ્યા જોગ જાપ છે;
વરુણ વાયુ વિશ્વેદેવ, નગ નાગ નદી નદ;
નક્ષત્ર જોતા ગ્રહ તારા, છયે ઋતુ છાપ છે;

ત્રણ દેવ ત્રણ ભોમ, ત્રણ નાદ ત્રણ વેદ;
ત્રણ કાળ ત્રણ રૂપ, અલખ એ આપ છે;
સામળ કહે અહોનિશ, પુણ્યવંત રામ જપે;
રામ જેને નહિ હદે, તેનાં પૂર્ણ પાપ છે. ૨૭૮

રાવણ–રામ જપ રામ ભજ, રામ સાથે સ્નેહ કર;
રામજીને રીઝવીને, રામ રાખ્ય મનમાં;
રામ કેરૂં કર કામ, રામ કેરે વશ ધામ;
રામ રામ રાતે કહે, રામ કહે દનમાં;
રામ પેં મરાવ્યો તાત, રામ સાથે કરી વાત;
જાત જશે રામ કેતાં, તેહ લાભ તનમાં;
બધો ભાવ રામ કહ્યો, અંગદ શું ન્યાલ થયો;
ખીલાં કોઠાં વીણી ખાઇ, વશે જઇ વનમાં. ૨૭૯

અંગદ–કોટિ કોટિ ઇંદ્રપદ, કોટિક કૈલાસ સૂખ;
કોટિ રવિ તેજ જેહ, બુદ્ધ લેહેર ધામમાં,
કોટિ કોટિ વેદવાણ, કોટિ ચિંતામણી ખાણ;
કોટિક કલ્યાણ વિધ, વૈકુંઠના વામમાં;
કોટિ કોટિ કામધેન, કોટિ કલ્પવૃક્ષ ફળ;
કોટિક અમૃત અંત, કરૂણા એ કામમાં;
કોટિ જપ કોટિ તપ, કોટિ તિર્થ કોટિ દાન;
સામળ કહે સર્વ સુખ, વસે રામ નામમાં. ૨૮૦

રાવણ–જેને મન જેશું નેહ, તેને મન મોટો તેહ;
એહ તારે દિલ વસ્યું, ચિત્ત ચોટ ચાખ્યું છે;
પૂજ્ય પદ પાગે લાગ્ય, તેહ પાસે વર માગ્ય;
જાઓ માગી આઓ સર્વ, ભાગ્ય એહ ભાગ્યું છે;
કહે લાખ લાખ વાર, મારૂ હદે રહે ઠાર;
ભાગ્યું મન ભાર કહેતે, હદે માંહે રાખ્યું છે;
પ્રીછે મન માંહિ પેર, ગુણ જાણે વેર વેર;
જન્મ જન્મ વેર રામ, રાવણને લખ્યું છે. ૨૮૧

છપ્પા.

રાવણે પૂજ્યા ઈશ, ત્યારે એ અજિત કહાવ્યો;
રાવણે પૂજ્યા ઈશ, ત્યારે સીતા એ લાવ્યો;

રાવણે પૂજ્યા ઈશ, દશ મસ્તક એ પામ્યો;
રાવણે પૂજ્યા ઈશ, દુઃખ સઘળું તે વામ્યો;
ઈશ પૂજ્યા તે પરતાપથી, રામચંદ્રને જિતશું;
દીઠા મૂક્યા છે જીવતા, એહ ધર્મની રીતશું. ૨૮૨

**અંગદ**–કનકેશ્વર મહાદેવ, કનકપૂરીપર કોપ્યો;
સીતા રૂપિયું વૃક્ષ, ઝેર તેં રાવણ રોપ્યો;
ખાંતે ફળ તે ખાશો, ઝેર પીધે કેમ જીવો;
રૂઠયો રઘુપતિ રામ, દેશમાં નહિ રહે દીવો;
નિશકુંભલા નારાયણી, જનક જનેતા જાણજે;
માતા હરવા તેં મન કરયું, મોત અખુટે આણજે. ૨૮૩

## ઝૂલણા છંદ.

**રા**–વાત વિવેકની તે તું શઠ શું લહે, જંગલી જટ કુડાં કર્મ કૂટે;
આકના તૂરની પેર ઉડી જશો, જે દિવસ માહરાં બાણ છૂટે;
જાનવર જાણીને મૂકીએ જીવતો, લાજ લંગૂરની કોણ લૂટે;
પ્રાજે કરી નાંખશે પલકની પલકમાં, એકલો ઈંદ્રજિત આપ ઉઠે. ૨૮૪

## કવિત.

**અંગદ**–માન કહ્યું મૂઢ મતિ, જ્ઞાનહીણ ગૂઢ ગતિ;
શ્રાપ દીધો સીતા સતી, પડ્યો પાપ પાશમાં;
મોકલ્યો કાસદ કામે, હુકમ ન દીધો રામે;
નહિ તો વાસું ઠામ ઠામે, વાનરાં અવાસમાં;
હૃદે નથી રહેતી રીશ, ત્રોડી નાખુ તારૂં શીશ;
ભાગું ભુજ વીશ હજુ, હેત રાખું હાસમાં;
ભલપણ ભાખું ભાખ, શસ્ત્રતણી દેઉં સાખ;
ઈંદ્રજિત જેવા લાખ, ઊડાડું આકાશમાં. ૨૮૫

## ઝૂલણા છંદ.

**રા**–ડેડરાં દાદુરાં ખેલતાં ખાબડે, તેહને હોંસ થઇ સિંધુ તરવા;
કાગલાં બગલાં મેડકાં માણતાં, ચાલ્યા તે ચિત્ત મોતી જ ચરવા;
કાપાડયાં બાપડિયાં ડાભડાં પહેરતાં, આવિયાં ઊંડળે આભ ભરવા;
કીડને પાંખ આવી તે તો તરફડે, મરણ આવ્યું માથે મેલ મરવા. ૨૮૬

## કવિત.

અંગદ—લાખવરાં દૂધવડે, કાલવીએ કાજળને;
બામતા ન શમે તેની, કાલવતાં કાયરી;
બ્હેકની બરાસ માંય, લસણ લોટાઓ લાખ;
ગંધ ગુણ ઘણી ઘણી, શોભે નહીં સાયરી;
કોટિ કલ્પ કાગ વસે, માનહિ સરોવરમાં;
થાય નહિ હંસ હેત, જુગમાંહે જાહરી;
દશકંધ ધંધ ધાયે, ચતુર ન ચિત્ત ચાયે;
અંગદ કહે ટેવ તેવી, કર્મ ફૂટ્યા તાહરી. ૨૮૭
કુ—રીશ ચઢી રાવણને, કોપિયો કૃતાંત કાળ;
હુકમ કર્યો હાથ વડે, હઠીલે હજૂરમાં;
રાવણ—મારી નાંખો મૂરખને, મત્ત કરે માન માટ;
શું જુઓ છો સભા સહુ, શોક ભારે શૂરમાં;
શીદ એનું બોલ્યું સાંખો, ઊડાડી આકાશે નાંખો;
કાપો પૂછ કિંકરનું, નાક છેદો નૂરમાં;
વડા શું વિવાદ વડે, ફરી ન કો આવી ચઢે;
પ્રાજે કરો ત્યાંય પડે, લાખીણા લંગૂરમાં! ૨૮૮
કુ—શિંગાળા ધીંગાળા ધાયા, અંગદના પાણ સહાયા;
દેખે રાય રાણા શૂર, શોભા પામે સાથમાં;
ઝબકે તલવાર તીર, વીંટીઓ વાનર વીર;
અંગ શતખંડ કરો, વકારે બૈ વાતમાં;
મારો મારો કહે મૂઢ, પ્રાક્રમ દેખાડે પ્રૌઢ;
ગૂઢ ઘણા ઘાવ કરે, હથિયારાં હાથમાં;
જીવતો ન પામે જાવું, ખરે દિલે આપો ખાવું;
ક્રીધા ક્રોડ જોધ, બળવંત લીધો બાથમાં. ૨૮૯

## છપ્પા.

રૂઠ્યો રાવણરાય, ધીર ધસમસતો ધાયો;
મારી મુઠ મરોડ, શૂર પૂછેથી સહાયો;
પાગરણ પરિયટ પેર, ઝાપટી ઝીંકે જ્યારે;
અંગદે સમર્યા રામ, તનથી ફૂલ્યો ત્યારે;

મસ્તક પછવાડે ફેરવ્યો, સંધારવા માંડ્યો સાથથી;
સામળ કહે સેવક રામનો, હઠ કરી છુટયો હાથથી. ૨૯૦

અગદે સમર્યા ઇષ્ટ; દાવ દોષીને દીધા;
પાંચ સહસ્ર પ્રચંડ, કિંકરો કૂટો કીધા;
પટકયા પાપી પ્રાણ, ચંચળ કંઈ ચાંપ્યા ચરણે;
પ્રાજે કીધા કંઈ પૂછ, ધીર દોળ્યા બહુ ધરણે;
કરડ્યા વતરડ્યા કંઇ દંતથી, અધિક જન લીધા અંકમાં;
મડોલ થયો બહુ દેશમાં, લૂટ પડી ગઇ લંકમાં. ૨૯૧

નાસે નરપતિ નાર, રાય રાવણની રાણી;
માર માર સંભળાય, વિપરીત બોલાએ વાણી;
શેરીમાં રોયાં શ્વાન, કાગણ કળકળવા લાગી;
જાગ્યો ધુવડ ગંભીર, ભયભિત થઇ રૈયત ભાગી;
મંદોદરિએ માણસ મોકલ્યાં, જરૂરપણે જઇને જુઓ;
બૂમ પડી શી નગરમાં, ઉલ્કાપાત એ શો હુઓ. ૨૯૨

ઇંદ્રજિત થઈ જાણ, અધિક કોપેથી ચડિયો;
સજ્યાં અંગ હથિયાર, આપ પોતે જઇ અડિયો;
ભમર ચઢાવ્યાં શીશ, શર સામદ શુભ સાધ્યો;
પૂછ ચરણ પ્લવંગ, બહો જોરેથી બાંધ્યો;
જ્યમ મેરુ શૃંગ પર મેહે પડે, ત્યમ માર અંગદ ઉપર પડ્યો.
તવ કાયા લાગિ કંપવા, ચતુર નર કોપે ચઢ્યો. ૨૯૩

હૃદે સમર્યા શ્રીરામ, કામ કીધું તે વેળા;
ઉડ્યો ત્યાંથી આકાશ, ભૂપત સહુ કીધા ભેળા;
તૂટ્યા બંધ તરતીબ, કાયર કોટિ કંપાણા;
પડ્યો સભામાં શૂર, ચંડાળ ચરણે ચંપાણા;
**અં**—જો જોર હોય તો જુદ્ધ કરો, નહિતર આજ્ઞા દો મુને;
તું ચેત ચેતરે ચતુર નર, તરતિબવત જાણ્યો તુંને. ૨૯૪

**રાવણ**—નવ ગજ જેને નાક, દંત ગજ દશ દીસંતા;
ચાર હજાર ગજ ચર્ણ, હજાર હાથ હિસંતા;
પંચાણુ ગજની પુઠ, પ્રતાપ પંચાયણ પ્રોઢો;
ત્રણ હજાર તન ટેક, જગતમાં નહિ કો જોટો;

છે કાય કારમી કુંભકર્ણની, કારણ કોયે નવ કળે;
જાઓ જંગલિયો જીવતા, ઘડી એકમાં સૌને ગળે. ૨૯૫

અંગદ–વાનર કેરી વછનાગ, ખાનારો ક્ષણમાં ખૂટે;
રીંછ સાપનો રાપ, તેને અડતાં તન તૂટે;
રામ કાળનો કાળ, શત્રુવટ શોભા સાટે;
તન અતલિબળ આપ, અવતાર લીધો તમ માટે;
છે જોગણીરૂપ એ જાનકી, ખાંત થકી ખપ્પર ભરે;
રણજંગ રાવણ જ્યારે રોપશે, ભૂપ માંસ ભક્ષણ કરે. ૨૯૬

રાવણ–બાંધે બહુ સમશેર, ઝુઝવા કારણ જાયે;
શૂરાતણાં વિખાણ, ઘાઓ જે શીરપર ખાયે;
સ્ત્રીઓ સહુ કેહેવાય, કોઇએક સતી નિકળશે;
પોતાના સ્વામી સાથ, બહુ અગ્નિમાં બળશે;
વિખાણ કરે તું વાનરા, તેણે મન મારું કઢે;
મરદ મૂછાળા જાણશું, જો ઇંદ્રજિત સાંમો વઢે. ૨૯૭

અંગદ–અંગદ કહે સાબાશ, મૂળ મન માન્યું મારું;
રણસંગ્રામે શૂર, દઢ મન રાખે તારું;
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષ, વેર ઝાઝેથી વઢિયા;
સાક્ષાત્કાર વૈકુંઠ, સ્વર્ગ સમીપે ચઢિયા;
આદ્ય અંત ને મધ્ય લગણ, સ્થિરતા મન એવું હશે;
અંગદ કહે રે સુણ રાવણા, કોટિ કલ્યાણ તારું થશે. ૨૯૮

રાવણ–રામ સરખા રણમાંય, રાખું છું હું હજારા;
અટવાશે જીવ અનેક, વાનર ને રીંછ બચારા;
ઇંદ્રજિતની આણ, હાક ફરશે રણ માંહે;
દઢતા થઇને પાગ, કોણ ટકાવે સાંહે;
કુંભકર્ણ ભૂપ ભૂખાળુવો, દેખે તે પ્રાશન કરે;
મૂરખ મન વિચાર કર, વાનર દેખી તે કયમ ડરે? ૨૯૯

અંગદ–વાનર તે તો વાળિ, કક્ષામાં રાખ્યો તુજને;
એકસો સીતેર દિન, મૂર્ખ કહેવડાવે મુજને;
વાનર તે હનુમાન, અશોક વન બાળ્યું જેણે;
વાનર તે નળ નામ, પહાણ તાર્યા જળ તેણે;

એ વાનર અંગદ સારખા, રંક કિંકર શું કહું કથી;
સુગ્રીવ સુભટ નર સારખા. નરપત તેં દીઠા નથી. ૩૦૦

**રાવણ** રાજા કહેવાય રણમાંય, રાતે જે ઘુવડ બોલે;
રાણા ગોલા કહેવાય, કરે વાહન જે ખોલે;
રાજા કહેવાયે ભાટ, હીંડે કવિ કીરત કરતા;
રાજા સર્વ કોકિલ, વસ્ત્ર લોકોનાં હરતા;
એકેક ગામના અધિપતિ, એમ રાજાઓ અનેક છે;
પણ આણ સ્વર્ગ પાતાળમાં, રાજા રાવણ એક છે. ૩૦૧

**અંગદ**–સકળ જનાવર માંય, પ્રૌઢ ગુણ સિંહ પરવરિયો;
નવ કુળમાંય નરેંદ્ર, શેષ અવનિ શીર ધરિયો;
આઠ અધિપત માંય, મેરુ ગઢ મોટો કહે છે;
પંખી માંહે પ્રૌઢ, ગરુડ હરિ ચરણે રહે છે;
રાક્ષસમાં મોટો રાવણો, દેશમાં લંકા ગુણગ્રામ છે;
અંગદ કહે ઉતપત કારણ, સામળનો સ્વામી રામ છે. ૩૦૨

**રાવણ**–રામ અયોધ્યામાંય, કાલ અવતરિયો આપે;
શ્રવણ હરણ્યો તો વિપ્ર, બાણથી એને બાપે;
ખાવા પીવા જોગ, થયા જોરાવર જોટા;
કાઢી મૂક્યા વનવાસ, પ્રતાપ એ જો જો પ્રોઢા;
કનક કુરંગ નવ ઓળખ્યો, ધાયો કરમાં ધનુષ્યાં લિયે;
અંગદ અક્કલ ગઈ તાહરી, એ બળથી રાવણ ક્યમ બિહિયે. ૩૦૩

**અંગદ**–દશ અવતારીક રામ, નામ તે સર્વે એનાં;
પાણી પવન આકાશ, પચમાભૂત જન જેનાં;
રસ ગંધ સ્વર સ્વાદ, જાગ્રત સ્વપ્ન મન માને;
મનસા વાચા કર્મ, વાત જન્મની જાણે;
સરજિત પાલક સંહારમાં, ભારે કરમી ભૂપ છે;
સમજ રાય રાવણ હદે, સ્વામી સામળનાં રૂપ છે. ૩૦૪

**રાવણ**–મન માનીતો તુંય, હુંય ક્યમ માનું સાચું;
તું કરે તરણનો મેર, મારે મન સર્વે કાચું;
સ્તુતિ કર જ્યાં તું ત્યાંય, તેગ શો ઝાઝો તારો;
બાહુ બાંયે બળ હોય, તો ઈંહાં આવી દેખાડો;

નાચે પૂત પોતા તણો, માતપિતા લે ભામણાં;
બારવાટ વાજાં દલે, તુચ્છ વચન ત્યમ તુજ તણાં. ૩૦૫

**અંગદ**–માનીતો સુગ્રીવ, સન્મુખ ઉભો કર જોડી;
માનીતો પ્રહ્લાદ, પદી પામ્યો જે પ્રૌઢી;
માનીતો બળિરાય, ચતુર્ભુજ ચાંપ્યો ચરણે;
માનીતો ધ્રુવ ધીર, અચળ કરી રાખ્યો શરણે;
માનીતા મહારાજના, દર્શનથી તો દિલ ઠરે;
અણમાનીતો અંગદો, માથાકૂટ તુજશું કરે. ૩૦૬

**રાવણ**–રાવણ કહે રે મૂઢ, પહાણથી દીસે પ્રૌઢો;
મૂરખનો મહિપતિ, જગમાં નહીં તુજ જોડો;
નફટતણો નરેંદ્ર, અધિક દીસે છે અનાડી;
વખાણીને વાત, કરે કરવી હોય ચાડી;
જે ડાહ્યો હોય તે દલ ધરે, સંક્ષેપે શિક્ષા લહે;
અંગદ શાં વગદાં કરે, કહે કેમ ઉભો રહે. ૩૦૭

**અંગદ**–ઉગરે કોએક જીવ, ત્યાંય બોલીએ જૂઠું;
ઉગરે કોએક જીવ, કરિએ દીઠું અદીઠું;
ઉગરે કોએક જીવ, અક્કલ ફેલાવું આડી;
ઉગરે કોએક જીવ, કરિયે ચોરી કે ચાડી;
હાંકી કાઢે છે હઠ કરી, તોય ઉભો છું બારણે;
અંગદ કહે રાવણ રંક સુણ, જીવ જીવાવણ કારણે. ૩૦૮

**રાવણ**–ઉગારવા આવ્યો દેહે, ઉગારવાં વાનર રીંછાં;
તે ઉડશે આકાશ, કાગ તણાં જ્યમ પીંછાં;
કોય સતી નવ થાય, પતિ કો અવર મરંતે;
આપ ન ભાળે ભૂખ, પારકું ભેટ ભરંતે;
પ્રાક્રમ પરમારથ તાહરું, કુડ કપટ કરવા કામનું;
પિતા માર્યો તે પ્રીતથી, રુડું ચિંતશે રામનું. ૩૦૯

**અંગદ**–ઈંદ્રજિત સરખો તંન, તેહ, તુજ રણ રોળાશે;
કુંભકર્ણ સરખો જોધ, ચાંચડવત તે ચોળાશે;
સાત લાખ પ્રૌઢા પુત્ર, કાયર થઇ કૂટાશે;
રત્ન ખાણની રિદ્ધ, લંક લક્ષ્મી લૂંટાશે;

તું શિવ વરદાનથી શૂર છે, માન મગ્ન છે મનથકી;
તુજ શીશથી ઇશ અળગા થયા, સીતા હરી તે દિન થકી. ૩૧૦

**રાવણ**–પૂછ ઇંદ્રને વાત, હાથ દીઠા મુજ તનના;
રેશે ઠામના ઠામ, મનોરથ તારા મનના;
બાર વર્ષ જળ અંન, તજે નિંદ્રા ને નારી;
કુંભકર્ણ* સાથે તેહ, ભડે જે ભૂપત ભારી;
એકાએક કાળ હોયે નહીં, ભાવ અક્ષર તું શું ભણ્યો;
મુજ સાથે સંગ્રામે મળે, નથી જગમાં જનુની જણ્યો. ૩૧૧

**અંગદ**–ઇશતણો એ ઇશ, એ જ બ્રહ્માનો બ્રહ્મા;
અવતારિક એ અંશ, કંઈ મનમાં તું શરમા;
લોઢે લકડ દિન રાત, હિરણ્યકશિપુ નવ મરતો;
વરદાન હતાં વિપ્રીત, અંકાર તુજ પેરે ધરતો;
તે નૃસિંહ થઈ નખે હણ્યો, તે પેરે તુજને થશે;
સામળ કહે તારા મોતની, પ્રભુએ જાગ રાખી હશે. ૩૧૨

**રાવણ**–રાવણ કહે રામદુવાઈ, દેઉં છું અંગદ તુજને
પલક ટકાવે પાગ, ફરી ઉત્તર દે મુજને;
શરમ નવ રાખીશ, જરૂર કહેજે ત્યાં જઇને;
વધારજે મુજ વેર, પ્રીતથી તેનો થઇને;
જો મૂછ ધરાવે મુખ પર, નીર વધારો નામનું;
રાવણ કહે આવો અહીં, મારે કામ છે રામનું. ૩૧૩

**અંગદ**–અંગદ કહે સાબાશ, હોડ હઠ હિમ્મત તારી;
તુજમાં પ્રાક્રમ પ્રૌઢ, ખરી નીશા થઇ મારી;
ભલું રામશું વેર, ભલું ગંગામાં મરવું;
ભલું ગયાવ્રત માંય, દંડ જે ભારે ભરવું;
ભલું પુત્ર શિષ્ય ને વિપ્રથી, હોડે કોડે હારવું;
ભલું મોત રાવણતણું, જો રામને હાથે મારવું. ૩૧૪

**રાવણ**–મૂરખનો સરદાર, વિના બોલાવ્યો બોલે;
મૂરખનો સરદાર, આપથી અધિક અમોલે;

---

* અત્રે ઇંદ્રજિત એવું નામ જોઇએ.

મૂરખનો સરદાર, કં લવરી જે ઝાઝી;
મૂરખનો સરદાર., ઔંઢ સાથે હઠ પાજી;
આણ્ય ન માને રામની, જાવા મન નહિ જાણિયે;
કહે રાવણ તું મૂર્ખપતિ, પૂરણ મેં પરમાણિયો. ૩૧૫
અંગદ—રામદુવાઈ ખાઉં. જો મુખ બોલું જૂઠું;
રામદુવાઈ ખાઉં, રીશે જો તુજપર રૂઠું;
રામદુવાઈ ખાઉં, વાત કહું પૂરણ પ્રીતે;
રામદુવાઈ ખાઉં, રાવણપર રીઝું રીતે;
છે રામદુવાઈ શ્રીરામની, ચિંતવી જે દિન રણ ચઢે;
મુજને નિશ્ચે છે એટલું, દશ મસ્તક પૃથ્વી પડે. ૩૧૬

કવિત.

રાવણ—નવ મળે ખોટો દામ, કામ વિવાહનું માંડે;
ઉછીનું ઉધાર કરી, ધંધે ઘણું ધાય છે;
ચોર કો ચોટામાં પડ્યો, અડ્યો સંકટમાં આવી;
છળ કરે છૂટવાનો, ચિત્ત ઘણું ચહાય છે;
કુંવારો કુંવર ઘેર, પેર નહીં પલ્લા તણી;
કન્યાતણે કાજ, વેવિશાળિયો વહાય છે;
અકરમી નર નેટ, પૂરું ન ભરાય પેટ;
અંગદની પેર પાપી, ખોટા સમ ખાય છે. ૩૧૭

સવૈયો

અં—ચક્રવર્તી રામ ચૌદ લોકનમેં, ચિંતવું દશકંધકું ચાકરિયા;
સિંહકો સિંહ સુરપતકો સુર, દશકંધ બાંધા તુમ બાકરિયા;
મહારાજ ધિરાજ શ્રીરામ મેરુપત, કિંકર રાવન કાકરિયાં;
કલ્પવૃક્ષ કોટિ રામ કરુણાનિધિ, લંકપતિ લખ લાકરિયાં. ૩૧૮

છપ્પા.

રાવણ—અભાગી અંગદ અજાણ, રામની આણજ લોપે;
વિદાય થતો કરે વાત, કિંકર થઈનું ક્યમ કોપે;
મારી કાઢતાં મૂઢ, વણ તેડ્યો ક્યમ આવે;
શીદ ખુવે છે જીવ, કિંકરનો કિંકર કહાવે;
લવરી કરે છે લક્ષગણી, બહુ સ્તુતિ કરે છે બારણે;
બાળ્ય અવતાર બુદ્ધિહીણ તુજ, ફુડા પેટને કારણે. ૩૧૯

**અંગદ**–જઉં છું હવે જરૂર, વચન કહું છું એક છેલ્લું;
ખમું છું તારી ગાળ, મમત તુજ સાથે મેલું;
પૂજ ઘેર તારી નાર, મંદોદરી શુભ સતીશું;
કહો તો માંડની રાઢ, લક્ષ્મણ જોગ જતીશું;
પૂછી આવો તમો પુરપતિ, ત્યાંસૂધી ઉભો રહું;
એમ કરતાં તમો ઉગરો, ઉપદેશ સત્ય સાચો કહું. ૩૨૦

**રાવણ**–અંગદ અકલના હીણ, વચન તું જો વિચારી;
નવ ખંડતણો નરેંદ્ર, શીખ શી દેશે નારી;
રામા વશ તે રામ, ક્રોડ વસાએ કહાવે;
પરવશ પડી તે પાશ, ઇહાં અથડાતો આવે;
નારનાં કહ્યાં તે નર કરે, નપુંસક નારે જિતિયા;
રામાને રાવણ પૂછે નહીં, એ રામતણે ઘેર રીતિયાં. ૩૨૧

**અંગદ**–રામતણી એ રીત, અધમતણો ઉદ્ધારણ;
રામતણી એ રીત, દુષ્ટ દાનવ સધારણ;
રામતણી એ રીત, સોગટી નામે ન મારે;
રામતણી એ રીત, હેતુ જનથી એ હારે;
રામતણી એ રીત છે, ભોગવે જે જેવું કરે;
એટલું કેતાં નવ ઓળખે, પાપે રાવણ તું મરે. ૩૨૨

**રાવણ**–રામતણી તુંને આણ, વદે અંગદ તું વાણી;
રામતણી તુંને આણ, પલક પીવા રહે પાણી;
રામતણી તુંને આણ, હવે જો જીભ હલાવે;
રામતણી તુંને આણ, જો તું ચરણ ન ચલાવે;
રામ આણથી કહે જઈ તહિં, જહિં સેન સકળ છે તમતણું;
રાવણે કહાવ્યું રામથી, મહિમા દેખાડ મોટમપણું. ૩૨૩

**કવિ**–ઉડ્યો સુણી આકાશ, અંગદ અતલીબળ આપે;
મહિમા વધારી માન, રામ રજ ચરણ પ્રતાપે;
આવ્યો જિહાં અશોક, અલૌકિક જ્યાં છે વાડી;
દુઃખ નવ વ્યાપે દેહ, ખરી રત્નાકર ખાડી;
બેઠી સીત સ્વરૂપ તિહાં, રૂપ રઢિયાળી શુભ સતી;
પ્રદક્ષિણા દેઈ પાગે નમ્યો, મોકલ્યો છે લક્ષ્મણ જતિ. ૩૨૪

**અંગદ**–સાંભળજો મુજ માત, વાતમાં એહ વધાઈ;
લક્ષ્મણ સહિત શ્રીરામ, પધાર્યા ભૂપત ભાઈ;
વાનર પદ્મ અઢાર, બોતેર કોટીક સાંધી;
મળ્યો વિભીષણ ભ્રાત, પાજ સમુદ્રે બાંધી;
મેં વિવિધ પ્રકાર વિષ્ટિ કરી, ટેવ એહની ટેડિયો;
સીતા પ્રત્યે અંગદ કહે, ગઢ લંક વાનરે વીંટિયો. ૩૨૫

**સીતા**–સીતા કહે સુણ વીર, ધીર થઇ ધીરજ ધરજો;
જોરાવર જન એહ, કામ ઘણું પાકું કરજો;
લલોપતો નહીં લાગ, શોભે નહીં શરા સાથે;
મંદ્રચળ શો મેર, ઉપાડે છે એક હાથે;
કુંભકર્ણ કહેવાય છે કારમો, દેખે તેટલું ખાય છે;
એવું જાણી ઈહાં આવજો, રામ તો મોટા રાય છે. ૩૨૬

**અંગદ**–કહો તો મેરુ સહિત, ઉદયાચળ હું ઉપાડું;
કહો તો લંકપર લંક, અધિક અવનિમાં ગાડું;
કહો તો બાણું ક્રોડ, જોધને બાંધી જાઉં;
કહો તો ઇંદ્રિજિત કુંભકર્ણ, દૈત્ય સર્વેને સાઉં;
મા કહો તો લંકને લૂટિયે, વસુધા વિપરીત નાંખિયે;
પણ હુકમ નથી હજુરનો, માટે સર્વે સાંખિયે. ૩૨૭

**સીતા**–છાંનો રે ભડ ભ્રાત, વાત શી કરવી ઝાઝી;
કરો કહ્યું તે કામ, રામ જે વાતે રાજી;
કરતા હો જે કાલ, આજ સવેળા સાધો;
દેખશે કો એક દુષ્ટ, વાયુવત વેગે વાધો;
જ્યાં આગન્યા માગી અંગદે, જોધ જાવા લાગ્યો જવે;
રાક્ષસીએ બુમ પાડી ઘણી, જોધ તરવરી રહ્યા તવે. ૩૨૮

**કવિ**–માર માર કરતા મૂઢ, ધીર ધસમસતા ધાયા;
અંગદકેરાં ચરણ, પૂછ શત્રુએ સહાયા;
સહસ્ર લાખ કરોડ, હઠીલે હોડે હકાર્યા;
તીડાન તીડનો રાફ, વાનરપર વેદ વકાર્યા;
ત્રાસ પડયો ત્રહો વિધતણો, હાવાહળ બહુ દેશમાં;
દાખું લોકે દશકંધને, લંગુર આવ્યો એક દેશમાં. ૩૨૯

મોકલ્યો એક મહીપત, એંસી લખ જોધા આદે;
બહુ વિધ મેલતો બાણ, વખાણ કરૂ શાં વાદે;
પ્રાક્રમ કીધું પ્રૌઢ, અંગદને મારવા મંડ્યો;
રૂઠ્યો તેને રામ, દુષ્ટને દૈવે દંડ્યો;
જીવતો મૂક્યો એક જન, કથન રાવણને કહ્યો;
લંકા લૂંટી તારી લંગુરે, બળવંત શું બેશી રહ્યો. ૩૩૦
કરડતો દંત દશકંધ, અસ્વારી આપે કીધી;
એક પલકે અશોક, વાડી તો વીંટી લીધી;
પકડ્યો પૂછ પ્લવંગ, ઝાપટી ઝાંક્યો જ્યારે;
સમર્યા મન શ્રીરામ, તરત છુટ્યો કર ત્યારે;
ત્યાં જુદ્ધ જોર ઝાઝું થયું, હઠીલો હોડે હારિયો;
એ વાત લંકામાં વિસ્તરી, મહીપત મોટો એ મારિયો. ૩૩૧
ધરતી ડોલાં ખાય, કોય વદે નહીં વાણી;
ખબર પોતી જઈ ત્યાંય, રાય રાવણની રાણી;
ઉઠી કૂટતી શીશ, પૂતને તેડ્યો પાસે;
**મંદોદરી**–કયમ બેઠો બળવંત, વિપરીત થયું છે વાંસે;
લશ્કર પેઠું સર્વ લંકમાં, ભય તારો તે નવ ગણ્યો;
ઉઠ્ય ઉઠ્ય આળસ તજી, કહે છે તાત તારો હણ્યો. ૩૩૨
**કવિ**–મેઘરાવણ મહારાજ, ધજ ફરકાવી તેણે;
ઇંદ્રજિત જશ રૂપ, ઇંદ્ર જિત્યો તો જેણે;
ઢમકાવતો ઢોલ નિશાન, કૃતાંત સરીખો કહાવ્યો;
પિતા પાસ તે પુત્ર, એક પલકમાં આવ્યો;
એક પહોર રણજંગ મચ્યો, કહી ન શકે કોયે કવી;
સંહાર થાય સૃષ્ટિ તણો, શોભા લંક એવી હવી. ૩૩૩
પડી લંકમાં બૂમ, ભમત મૂક્યો સૌ માને;
રામચંદ્રે તે તણો, કોલાહલ સુણિયો કાને;
રામે તેડ્યો હનુમંત, અંગદ લંકામાં આડ્યો;
**રામ**–કોપ્યો દીસે દશકંધ, પ્રૌઢ સંકટમાં હશે પડિયો;
બાળક જાણી બીવરાવશે, હાલક હુલક હલહલ હુવો;
કલેવર કળ પડતી નથી, જરૂર ખબર તેની જુવો. ૩૩૪

બહુ વિધ પડે છે બુમ, બહુ વિધ બણગાં વાજે;
બહુ છૂટે છે બાણ, ઘણાં નિશાન જ ગાજે;
ચોવિધ પડે છે ચીસ, રીશથી રણવટ ખોલે;
ધ્રુજે સર્વે ધરણ, દિક્પાળ દિશા દશ ડોલે;
રખે અંગદ માર્યો જતો, રામજી શોશ ધરી રટે;
હનુમત તમો બેશી રહ્યા, એ તો ગુણગણ નવ ઘટે. ૩૩૫

**હનુમંત**–રઘુનાથ પ્રત્યે હાથ, જોડી બલવંતો બોલ્યો;
અંગદ પ્રાક્રમી અનંત, ખરો પટંતર ખોલ્યો;
અંગદ સામું જે જુએ, અધિક દ્દષ્ટિએ આડી;
શેર નથી ખાધી સુંઠ, નથી જન્મ્યો કો માડી;
શ્રીરામચંદ્ર પ્રતાપથી, એ શૂર પડાવે સાખને;
દાનવ સઘળા દેહવટ કરે, દશકંધ સરખા દશ લાખને. ૩૩૬

દશરથ તણા કુળ દીપ, સુણો તો કહું એક સાચું;
સુઝે મુજને સત્ય, કિંચિત્ માત્ર નહિ કાચું;
અંગદ ને દશકંધ, વિવાદ કરતે વઢિયા;
જોરાળા મહા જોદ્ધ, પરાક્રમી પરાજે પડિયા;
હશે બૂમ પડાવી બહાદૂરે, ખાતર નીશે તેની ખરી;
જિત નગારાં દેઇને, અંગદ આવે ફોજે ફરી. ૩૩૭

**કવિ**–મહોક્રમ દીધો માર, અંગદને રાયે આપે;
ન ગણે લેખા માંય, હાથ શ્રીરામ પ્રતાપે;
લખ્ખ બોતેર હજાર, તણા તો હંસ જ હરિયા;
વાડીમાં કૂપ વિશાળ, ભૂપ સહુ તેમાં ભરિયા;
બાઝી બૂમ પાડી ગયા, ગઢ લંકા ગુણ ગામને;
ઉત્પાત કરીને આવિયો, શરણાંગત શ્રીરામને. ૩૩૮

દંડવત્ કીધા દશ વીશ, શીશ નમાવ્યું નેહે;
સુખનુ સાગર સર્વ, દૈવત પામ્યા સહુ દેહે;
શીશપર મૂક્યો હાથ, વાતો પૂછી રઘુનાથે;
**રામ**–વિષ્ટિની કહો વાત, રીઝ થઇ રાવણ સાથે;
સીતાને સહજે આપશે, કે કરવી રાઢ પડશે ઘણી;
અંગદને એમ પૂછિયું, કોટિ બ્રહ્માંડ કેરા ધણી. ૩૩૯

**અંગદ**–વાલીસૂત કહે વાત, એની મેં કેમ કહેવાયે;
નથી સમજ્યો નરેન્દ્ર, અહંકારી એવો રાયે;
સામ દામ ને ભેદ, કર્યાં તે જુગતે ઝાઝા;
જેમ પથ્થરપર નીર, માને નહિ રાવણ રાજા;
કરગરી કહ્યું મેં કોટિધા, આંચ દેખાડી અતિ ઘણી;
પેર પેર મેં પ્રીછવ્યો, ડગ્યો નહીં લંકાધણી. ૩૪૦
એક કહીએ તો આઠ, ઠાઠમાં બોલ જ બોલે;
કહે વાનરને વનચર, આપ બળ કરે અતોલે;
ભર્યા ભોજન માંય, ચાર કણ જોયા ચાંપી;
અનેક કહ્યા ઉપદેશ, મન મેં જોયું માપી;
લોઢા ઉપર લીહ જયમ, પટકૂળ ગાંઠ જેવી પડે;
રાઢ વિના રાવણ રીઝે નહિ, માંગી સીતા તો નહિ જડે. ૩૪૧

### કવિત.

છત્રપતિ છત્રપતિ, નરેન્દ્રકો નરપતિ;
રૂડી કર્મરેખા રતિ, ભુપતિ મન ભાવનહે;
નમે નિત્ય નાગપતિ, સેવે સિન્ધુ સાધુ સતી;
ખગપતિ સર્વે, ગુનીજન જશ ગાવનહો;
જગ્નજાગ કરે અતિ, આશીશ નિત્ય દે અતિ;
રાતપતિ જેસો રંગ, લંકપતિ (કી) લાવનહે;
જિતે નહિ કોય વાકું, દશરથકે નંદન પાખી;
પંચાશ કોટકેરો પતિ, રાજેંદ્ર એ રાવન હે. ૩૪૨

### છપ્પા.

મુખે ન બોલ્યા રામ, નિઃશ્વાસ મૂક્યો મન સાથે;
રાવણ સરખું રત્ન, હણવું પડશે મુજ હાથે;
આવ્યો વિભીષણ ભૂપ, આવ્યો જશ જાંબુવંતો;
આવ્યા નલ નીલ સુગ્રીવ, આવ્યો હઠકર હનુમંતો;
મહારાજ વિચાર મનમાં કર્યો, જે ચિત્ત લહે નહીં ચાતુરી;
સૌ સેવક કહે સ્વામી સુણો, "દેવ તેવી કરો પાતરી." ૩૪૩
દીધા દદામે ઘાવ, દેવ દાનવપર કોપ્યો;
લંકા ગઢ દરબાર, રામે રણસ્તંભ જ રોપ્યો;

થઇ પુષ્પની વૃષ્ટ, દેવ અમૃત ઘન વૂઠ્યા;
રાવણ રોળાશે રણ, નવ ગ્રહ બંધથી છૂટ્યા;
લંકાં ગઢ વાનરે વીંટિઓ, પોકાર પુર બાધે પડ્યો;
રાવણ તે હૈડે હરખિયો, રણજંગ રચી જુદ્ધે ચઢ્યો. ૩૪૪
હાલક હુલક હલકાર, લંકાગઢ જોરે ઝાઝા;
અનમી અહંકારી અજિત, ચઢ્યા મહીપતની માઝા;
સુભગ સુધર્મ સુબુદ્ધ, વીર બે જુગતે જોડા;
રામ લક્ષ્મણ લઘુવેશ, પૂર્ણ પ્રતાપિક પ્રૌઢા;
શેષ નાગ લાગ્યો સળકવા, દિક્પાળ દશ ડોલી પડ્યા;
બ્રહ્માંડ ગડગડ્યું ધ્રુજી ધરા, રામ રાવણ જુદ્ધે ચઢ્યા. ૩૪૫
થયો જવ ઉલ્કાપાત, વાત મંદોદરીએ જાણી;
સતી શિરોમણિ નાર, રાય રાવણની રાણી;
આવી ત્યાં કર જોડ, કથન કંથ આગળ કહેવા;
**મન્દોદરી**–રૂઠ્યો જ્યારે રઘુનાથ, ઠામ કીયો પછી રહેવા;
ભૂલો છો કેમ ભૂપત થઇ, રાય વિચારો રીતને;
રાણી કહે રીઝવો રામને, સોંપો માત સતી સીતને. ૩૪૬
**રાવણ**–રાણીને કહે રાય, દીસે ગતિ તારી ઘેલી;
અંગદ વિષ્ટિ કાજ, પ્રીત કરવાને પેલી;
શીશ માટે એ સીત, લાવ્યો છું લક્ષવસા એ;
વગર રાઢ વઢવાડ, આપું ક્યમ એહ દશાએ;
બોલ બોલ્યા જે છે રાવણે, અફળ જતે અનરથ થશે;
નિશ્ચે નાર નમવું નથી, હોનાર હશે તેવું થશે. ૩૪૭
**મંદોદરી**–ઘેલા કંથ કુબુદ્ધ, થકી તેં એ શું કીધું;
સૂતો જગાડ્યો સિંહ, મોત વણ માગ્યું લીધું;
અજિત રામ ન જિતાય, અજિત લક્ષ્મણ કહેવાયે;
દશ શીશ ભૂજ વીશ, રાળાશો રાવણ રાયે;
લંકે વિભીષણ સ્થાપશે, એટલું એને કામ છે;
રાજ રાવણ તારું ગયું, સ્વામી સામળ રામ છે. ૩૪૮
**રાવણ**–ફટ ફટ રાવણનાર, વાત કહું છેલ્લી છાની;
આપણે બે એકાંત, મારે મન મનની માની;

પૂર્વ જન્મની વાત, સારી પેરે મુજ સૂઝે;
કોય ન જાણે અન્ય, બુદ્ધિવંતા નર બૂઝે;
દાનવ ફીટી દેવતા થશું, ધાવ દશામે દેઇશું;
જિતશું તો જશ થશે, નહિતર વૈકુંઠ લેઇશું. ૩૪૯
**મંદો**—સાબાશ રાવણરાય, સાબાશ એ બુદ્ધિ તારી;
સાબાશ હઠ હિમ્મત હોડ, હવે નિશા થઇ મારી;
આદ્ય અંત એવું મન, રામ હૃદેમાં રહેજો;
અહંકાર એથી લક્ષ ક્રોડ, નરેંદ્ર નકારો કહેજો;
માનુની કહે એસું માળિયે, જુદ્ધ જોઉં છું તાહરુ;
કાયર થશો મા કંથડા, વચન માનો એ માહરુ. ૩૫૦
**કવિ**—વચન ચઢાવ્યું શીશ, ઇશ સમર્યા એક ચિત્તે;
રાવણે પેરિ માળ, રાજ રાજેશ્વર રીતે;
દાવે મોકલ્યો દૂત, પૂત દશરથના સાથે;
કાયર બેઠાછ ક્યમ, લડો હેતે મુજ હાથે;
લાવ્યા લંગૂર રીંછ વાનરાં, ક્રોડવાર શું કહું કથી;
જિસાં છે આપે અળશિયાં, શેષનાગ દીઠા નથી. ૩૫૧
સામસામાં રણતૂર, શૂર સંગ્રામે ચઢિયા;
નેવું દિવસ નિઃશંક, વીર વિવાદે વઢિયા;
વરણવે શત યુગ શેષ, તોય પૂરું નવ થાયે;
એક પાસે શ્રીરામ, બીજે શ્રીરાવણ રાયે;
રામે જાણ્યો રણજિત એ, જનુની એક રાવણ જણ્યો;
એકાણું દિવસે એક બાણથી, રામ હાથે રાવણ હણ્યો. ૩૫૨
અનમિયે મૂક્યો અહંકાર, રામ રાવણને જોઇ;
નથી જન્મ્યો કો સૃષ્ટ, નિશા સર્વની હોઈ;
રાવણનો રણજંગ, દીઠો તે અચરત અડિયો;
એ માટે અવતાર, પ્રભુને લેવો પડિયો;
ભગત શૂર ભૂમિ પતિ, બળિયો બહાદુર ઘણો;
સામળ કહે શ્રીરામજી, હઠીલો હિમ્મતે હણ્યો. ૩૫૩
રાવણ પામ્યા રાજ, અવિચળ પદવી આપે;
વિભીષણ પામ્યો લંક, પૂર્ણ તે પુણ્ય પ્રતાપે;

મળ્યાં રામને સીત, વિજોગ ભાગ્યા તે તનના;
દુંદુભિ વાગ્યાં દેવ, મનોરથ પહોંચ્યા મનના;
સીતા લેઇ સિધારીઆ, દર્શન અયોધ્યા ગામનું;
જય જયકાર જગમાં થયો, રાજ થયું શ્રીરામનું. ૩૫૪

મળ્યાં માત ને ભ્રાત, મળ્યા ભરત ભાવિક ભાઇ;
વિતક વર્ષાં બે બાર, તણાં તે કહ્યાં માઇ;
હનુમાન તણી હિમ્મત, સુણીને મોટમ મેલી;
વૂઠ્યા અમૃત મેહ, રંગ રુડાની રેલી;
છત્ર ધરાવ્યું રામજી, લક્ષ્મણ ચમર કરે જિહાં;
સામળ કહે શોભા ઘણી, મેહ માગ્યા વરસે તિહાં. ૩૫૫

રામચરિત્ર પવિત્ર, ગાય જે નર ને નારી;
ઇકોતેર પરખ્યા સહિત, અધિક પામે ઉદ્ધારી;
દૂધ પુત્ર ઘરસૂત્ર, પુરંદર પદવી પામે;
જન્મ મરણ જંજાળ, વેદના સઘળી વામે;
શ્રીરામચંદ્ર કૃપા કરે, ઇશ્વર પદવી આપે અતી;
સામળ કહે સેવો સહુ, રામ લક્ષ્મણ સીતા સતી. ૩૫૬

દોહરો.

શ્રોતા વક્તા સાંભળો, કહે કવિ કર જોડ;
સામળ કહે બોલો સજ્જન, જે જે શ્રીરણછોડ. ૩૫૭

અંગદવિષ્ટિ સંપૂર્ણ.

# રાવણ મંદોદરી સંવાદ.

## દોહરો.

શ્રીસરસ્વતિ મતિ દેયણી, ઉત્પત ગત રતિ પત્ય;
શ્રુતિ સ્મૃતિ અદ્‌ભુત ધૃતી, દે મા રુડી મત્ય. ૧

## ચોખરો.

માત મયા કરો બરદ બાંહે ધરો, સર્વ સંકટ હરો ઈશ આતા;
ભોજ્ય ભાવે ભરો ખેલ રાખે ખરો, ઠેઠ ઠામે ઠરો સુખસાતા;
નેહ આણો નરો પલક નહિ તે પરો, એહ છે આશરો માન માતા;
સાચ સામળ ભણે વેદ વાયક તણે, આપણે એક એ દેવી દાતા. ૨
પ્રેમથી પૂજીયે સ્નેહથી સૂઝિયે, જોરથી ઝુઝીયે દેત દોટી;
મેરથી માણિયે અંતરે આણિએ, જુગતથી જાણિયે ચિત્ત ચોટી;
પ્રીત પરમાણિયે વિશ્વ વખાણિયે, આણિયે નહિ દલે ખાંત ખોટી;
સામળ કહે સેવિયે દેવની દેવી એ, મો શીર ગાજતી માત મોટી. ૩
ધર્મ દ્રઢ ધીર તું નિર્મળો નીર તું, વીરનો વીર તું ભોગ્ય ભારી;
શાસ્ત્રનો સાર તું તેજ અંબાર તું, જગતનું જોર તું સિદ્ધ સારી;
વાણીમાં વેદ તું ભ્રાંતમાં ભેદ તું, મૂળમાં મેદ તું વૃષ્ટિ વારી;
કુટવાળ કાશી તણો ભાવે સામળ ભણ્યો, જે ભૈરવાનંદ આનંદકારી. ૪

## છપ્પા.

શિવ સરીખો તાત, માત ઉમિયા છે જેની;
લક્ષ લાભ શુભ સુત, રિદ્ધ સિદ્ધ તનયા તેની;
ક્ષેમ કલ્યાણ જામાત્ર, પાત્ર અષ્ટ સિદ્ધિ દલ દાસી;
ત્રિદશ આદે દેવ, શેવ નવ નિધ ઘરવાસી;
પિતા પંચાનન પ્રભુ, ષડાનન વળી બંધવ ભણું;
ગજાનન ગુણ આગળો, પ્રથમ ધ્યાન ધરું તે તણું. ૫
શ્રીગુરુ વંદુ ચરણ, શરણ રહું શુભ રીતે;
બ્રહ્મા વિષ્ણુ ઈશ, દિગ પત્ય પૂજું પ્રીતે;

શ્રીપત્ય ગુરુપત્ય સત્ય, મત્યથી માન જ માગું;
આદ્યશક્તિ ઉમયાય, પાય લક્ષ્મિવર લાગું;
કવિ કીધા લક્ષ કોટીધા, મયા કરો માગું મતી;
સામળ કહે સિદ્ધ પામીએ, જો કરે કરુણા સરસ્વતી. ૬

## ચોખરો.

તીર સરયૂ તણાં નિર શોભે નિર્મળાં, દીવ્ય દીલિપ ગુણ ગાન ગાયો;
રઘુરાજ મહારાજ અજરાજ અજિત એ, પ્રાક્રમી પુણ્ય પ્રતાપ પાયો;
અજોધ્યાપતિ ભુપતિ દેવ એ દશરથી, કોટિધા કોટિ કલ્યાણ કહાયો;
ત્રીલોક જન તારવા અધમ ઉદ્ધારવા, જનેતા ધન્ય જુગનાથ જાયો.
ઇશનો ઇશ જગદીશ એ જગતનો, ભક્ત બ્રહ્મા સમા રંગ રાતા;
કોટિ બ્રહ્માંડ મંડાણ સૃષ્ટિ તણો, વેદ વરણવિ ગુણ ગાન ગાતા;
લાયક લઘુ લક્ષ્મણો સત્ય સુલક્ષણો, માન મહા મૂલ્ય કૌશલ્ય માતા;
સ્વામિ સામળ તણો નામ મહિમા ઘણો, રામજી મુક્તિ પદ દિવ્ય દાતા.
કોટિ કંદર્પ તો માન મૂકી રહ્યા, ઇશ ઉપર જાય વિશ્વ વારી;
શેષ મહેશ કો લેશ લહે નહીં, વેદ ભેદે નહીં ભરમ ભારી;
જનક ઘેર જાગમાં માગ મૂકાવિયો, પરણિયા નિર્મળાં સીત નારી;
નવ ખડના નરપતિ છેક જે છત્રપતિ, પત્ય મૂકી ગયા હોડ હારી.

## દોહરો.

આગના અપર માતકી, ગુણનિધ છોડ્યો ગામ;
સંગ સીત લક્ષ્મણ લિયે, રણમાં નિકસો રામ. ૧૦

## કવિત.

શ્રી સાહેબ બડે સિંધુ, બોહો ગુણશે બંધુ;
અવનીપત્ય ઇંદુ આપ, સતી સીતસંગકું;
ધનુષબાણ પાણ લીયે, જટાજુટ મુગટ કિયે;
દિવ્ય ભક્ત દાન દિયે, આભૂષણ અંગકું;
જગતમેં લાયક જોટે, વજ્ર લંગોટ કછોટે;
મોટે છોટે વીર દો, રાજસ ગુણ રંગકું;
સામળ કહે સાહાક, લક્ષ્મણસેં લાયક;
નરપત્યસેં નાયક, આયે ગૌતમજી ગંગકું; ૧૧

## છપ્પો.

કબહુક તીરથ નાય, કબહુક જાતર જોણે;
કબહુક તપસુ રીઝ, બીજ બૂક્ષ પુન્ય કે બોણે;
કબહુક મૃગયા દોરે, ઘેર આનંદે આવે;
કબહુક વાદે વરત, અમૃતફળ બનમેં પાવે;
અતિ અતિ આનંદ અહર્નિશા,સુખ સાગર શોભિત સદ્ર;
મહારાજ મૂળ એ મોક્ષકો, ઇસબિધ દિન બીતે બદ્ર. ૧૨

## દોહરા.

ખાંત બડીસેં ખેચરી, સુર્પનખા શુભ રૂપ;
દેખી દીવ્ય દાતા બડે, ભાગ્ય નિધિસેં ભૂપ; ૧૩
આઈ રૂપ સબ ફેરકે, જીસનકું રઘુરાજ;
નાક કટાયો પ્રેમસુ, લછમન બીરકે હાથ. ૧૪

## ચોખરો.

રૂપ અનુપ સોહામણું નીરખીને, ભામણાં લેતી એ ભામિની ભેદી;
**સૂર્પ**–વેદ મુજને વરો નાર નિશ્ચે કરો, તો ઠરો ઠામ આ સુખ દહાડી;
**રામ**–રામ કહે રાંડ એ કામ મારું નહીં, લક્ષ્મણા સાથ વર વાદ વેદી;
**કવિ**–કહે સ્ત્રી દેખતાં પ્રીછ્યો પેખતાં, નાંખ્યાં નાક ને કાન એ છેદી. ૧૫
ચિત્તમાં ચળચળી કાપતાં કળકળી, ગળગળી ગાત્રમાં ત્રાસ પેંઠો;
રીસની રંકમાં નાર નિઃશંકમાં, લાજતી લંકમાં દેતી દોટો;
**સૂર્પ**–કામનિ તુજ કારણે બળ કરી બારણે, લાવતાં એહ અધિપત્ય એંઠો;
'તોલ તુજ શું રહ્યું નાક નિશ્ચે ગયું, રાવણો રાંડવો થઇને બેઠો. ૧૬

## દોહરો.

**કવિ**–દેખી દશાનન દુઃખી હુવો, કિયો આપસેં કોપ;
**રાવણ**–કોણે કામ એસો કિયો, લાજ શરમકું લોપ. ૧૭

## ચોખરો.

**સૂર્પ**–કંદર્પ કોડામણા નંદ બે નાનડા, દેવ દશરથ તણા પુત્ર મોંઢા;
ધનુર્ધર ધીરમાં વીર અધિ વીરમાં, રામ શ્રી લક્ષ્મણો જુગલ જોટા;
સુંદરી સંગમાં રીઝતા રંગમાં, અંગે અતિ ઉજળા ઠાઠે થોથા;
નાર એ લિજિયે ભ્રાતને દિજીયે, તે થકી તેમણે ટેક તોડા. ૧૮

### દોહરા.

મરદ મુછ હોય મુખ પરે, તો મરદામી માંણુ;
સીત સ્વરૂપ સોહામણી, માનિની મંદિર આણુ. ૧૯
નારી જાણે નેહથી, આપઘાત કરૂ એન;
જાણું મુજ જનુની જણ્યો, તું બંધવ હું બેન. ૨૦

### ચોખરો.

**કવિ**–છેકથી નાગ જેમ હોય છંછેડિયો, વાઘ વકારિયો ચિત્ત ચહાવું;
હઠે જેમ હાથિયો સાંઢિયો સાથિયો, ભાથિયો ભીડિયો ધીર ધાવું;
રીસ બોહો રાખતો ભૂંડું મુખ ભાખતો, તેહને તાકતો જોરે જાવું;
પ્રતિજ્ઞા પાંકતો બળ ઘણું બાંકતો, નાર તે લંકમાં કાલ લાવું. ૨૧

### છપ્પા.

માવલો એક મરિચ, લક્ષથી સાથે લીધો;
કૂડ કપટ ને કર્મ, કુરંગ કનકનો કીધો;
મહિમા જો બે મૂખ, સુખ અતિ રૂપ અનેરે;
ત્રણ ચરણ એક વદન, સદન એક સન્મુખ સારે;
જ્યાં સીતા સારે પાસે રમે,સારંગ સમીપ આવી અડયો;
મોહન રૂપ મકરંદ મૃગ, પ્રેમદાની દષ્ટે પડ્યો. ૨૨
**સીતા**–રહો રઢિયાળા રામ, કામ કહું તે કીજે;
ધનુષ બાણ ગ્રહો પાણુ, પ્રાણ કુરંગના લીજે;
ત્વચા તણી તરબીબ, પાંગરણ પેરું પ્રીત્યે;
**કવિ**–હઠ લઇ બેઠાં હોડ, કોડ રામાની રીત્યે;
તવ રાજીવલોચન રામજી, કોડ વાર કહે કથી;
**રામ**–કુરંગ કનકનો કામિની, બ્રહ્માએ સરજ્યો નથી. ૨૩

### દોહરો.

**કવિ**–રામા રોયણ રીશથી, નયણે ભરિયાં નીર;
રામ હૃદે રીઝ્યા ઘણું, ધનુષ ચઢાવ્યું ધીર. ૨૪

### છપ્પો.

મારી આણું એ મૃગ, કામિનિ પર કરુણા કીધી;
સોંપ્યાં લક્ષ્મણને સીત, આણ અવની પર દીધી;

ચાલ્યા ચતુરસુજાણ, બાણ સાંધી અતિ રીશે;
મૃગે કર્યો પોકાર, ચિત્ત અતિ નાંખી ચીસે;
**મૃગ**–ધાઓ ધાઓરે લક્ષ્મણા, નિકટ મોત આવી મળ્યું;
**કવિ**–શૂળી સમું સંકટ થયું, જવ સ્વર સીતાએ સાંભળ્યું. ૨૫

## દોહરા.

**સીતા**–દેવર! દીનપણું કર્યું, સત્ત્વર શૂરા થાઓ;
હૃદે નામ લઇ રામનું, વીરા વારે ધાઓ. ૨૬
**લક્ષ્મણ**–સીતા શે સમજો નહિ, એહ વાત નવ હોય;
રંજાડે જે રામને, જુગમાં જન્મ્યો ન કોય. ૨૭
**કવિ**–સ્ત્રી બુદ્ધે સીતા થયાં, પરઠી પાપે પેર;
**સીતા**–રામ રહે જો રણ વિષે, તો ધરુણી રાખું ઘેર. ૨૮

## ચોખરો.

બોલ વાગ્યા બહુ બાણ બિહામણા,દિલ થકી દુઃખ અતિ આણિ દાવો;
ધનુષ ગ્રહી ધીર ધાયો ઘણું ધસમસ્યો, કામિની વાત થકી ક્રોધ કહાવ્યો;
દુષ્ટ રાવણ નવ દિલ થકી રીજિયો, લાગ પામ્યો પોતે ફેર ફાવ્યો;
કુડથી કાપડી વેષ વપુએ ધર્યો, માંગવા મધુગરી તરત આવ્યો.૨૯

## દોહરા.

**રાવણ**–આપ હે ઇશ્વિરી આ સમે, મધુગરી ભર ધર પ્રેમ;
ભુખ્યો તરસ્યો વન ભમું, ઇશ્વરનો ધરું નેમ. ૩૦
**સીતા**–સતી કહે જતી સુણો, પતિએ પરઠી આણ;
રતિ રતિ ચરણ ચલે નહિ, જોગી મનમાં જાણ. ૩૧

## ચોખરો.

કહે પછી કાપડી બુદ્ધ કરી આપડી, પાવડી ઉપર પાગ મેલો;
**રા**–ભુખ લાગી ઘણી આવિયો તમ ભણી,સીત સતિ શાણી તુજ વાસ વેલો;
**વિ**–બાઇએ તોરણે આવવા કારણે, પારણે પોષવા પાગ મેલ્યો;
જોરથી ઝાલિયાં ખંધપર ઘાલિયાં, રોળિયાં રોષે ને રણે રેળ્યો.૩૨

## છપ્પો.

**સીતા**–હાહાકાર કરી પડી, રે પાપી રે દુષ્ટ;
સતીપર કુદૃષ્ટિ કરી, ધિક્ ધિક્ તારી બુદ્ધ;

વંશ વિદારણ તું સમો, નથી જન્મ્યો અબુધ;
જશે નિકંદન તાહરું, વાણી બોલ્યાં ગૂઢ;
વલવલે વિનતા વંન, મનમાં દુઃખ ધરે છે;
ચાલ્યો લેઇ પાપિષ્ટ ત્યાં, કામ કુડું જ કરે છે. ૩૩

કવિ–પિશાચ સંચ પરપંચ, કરી પર નાર હરે છે;
ખાંધે બેઠી બાળ, અતિ આક્રંદ કરે છે;
રોતી સતી રહે નહીં, મંદ મતિએ હેતે હર્યાં;
વંક વાટ અંકે કરી, જઈ લંકમાંહે લાયક ધર્યાં. ૩૪

## કવિત–દોઢ.

રાવણ–સીતાજી મયાણી, રામજીકી રાણી, અધિક જોર આણી;
માનિની મંદોદરી માન, કામ જોર કીનો હે;
જોરાવર જાણી, મહિપત્ય મેં માની, ઐસી દલ આની;
પાની ગમાયો વાકે, સુખ સબે લીનો હે;
ઠાઠ એ ઠરાની, બાટ મેં બિરાની, ભાગ્યસેં ભરાની;
સરાની સાતા સબ, ચિત્ત એહ ચિન્યો હે;
ભગનીકું ભયાની, પેર મેં પહેંચાની, અંતરમેં આની;
તાનહી મલાયો તહાં, ધાયો ધાયો દીનો હે. ૩૫

## ચોખરો.

મંદોદરી–પ્રેમદા પેખતા પરખ પામે ઘણો, ચેતના આણ રે ચિત્ત ચાડે;
સીતા સાટે ઘણું સાલ તું લાવિયો, પરઠિયું પાપ તે જોર જાડે;
ત્રિલોકપતિ નાથની સાથ શત્રુ થયો, કનકનો કોટ એ સત્ય પાડે;
કહે છે મંદોદરી કંથ કૂડું કર્યું, માનિની મૂળ સમૂળ કાડે. ૩૬

## દોહરા.

રાવણ–પ્રેમદા તુજ બુધ પાનિયે, કર કર કામિની કામ;
સત જોજન સાયર તરી, રેપ ન આવે રામ. ૩૭

કવિ–શોક તજાવા સીતનો, હરખ થવા મન હામ;
મૂક્યાં આપ અશોકમાં, નિર્મળ જેનું નામ. ૩૮

કરૂપ ઘણું કલક્ષણી, બોહો બિહામણી બોલિ;
રાક્ષસિયો રંજાડવા, માનિની ચોકી મેલિ. ૩૯

### છપ્પો.

કારમો જે કુરંગ, અલોપ થયો તે અંગે;
શ્રીલક્ષ્મણ શ્રીરામ, સ્થાનક આવ્યા બે સંગે;
કળકળતા દીઠા કાગ, બગ શોભ્યા સ્યામ સાને;
દુ:ખ દાવાદલ દેહ, રમા નવ દીઠી રાને;
આકુળ વ્યાકુળ અતિ ઘણું, પગલાં જોતા પંથે પડ્યા;
ચિત ચેતન ચંચળ થયું, ધરણીપત્ય ધરણી ઢળ્યા. ૪૦

### દોહરો.

ડગમગ કરંતા ડગ ભરે, રામ લક્ષ્મણ ભડ વીર;
વિલાપ કરંતા વલવલે, ધારણ ન રહે ધીર. ૪૧

### ચોખરો.

**લ**–જોગથી કહે જતી માનિયે મહિપતિ, માન મેલ્યે કયમ કામ થાશે;
પાતાળમાં પરવરું સ્વર્ગમાં સાંચરું, શોધશું સર્વ વિશ્વ વાસે;
મુરજાદમાં માનવી દેવ ને દાનવી, ત્રિલોકમાં તસ્કરો સર્વ ત્રાસે;
દુષ્ટ પાપિષ્ટને દંડ ખોહો દેઇશું, નાર હરી કુણ નર સુખિ થાશે.૪૨

### છપ્પો.

**કવિ**–ધારી દઢ મન ધીર, થીર બેએ પથ લીધો;
ઋષિમુખ પર્વત તરત, સુગ્રીવ સહોદર કીધો;
વાળિ હણ્યો તત્કાળ, નાર સોંપી નર નેટ;
ચતુર નર ચાતુર માસ, ઠરી રહ્યા ત્યાં ઠેઠ;
શોધ કરવા સીતાતણી, સુગ્રીવ સુભટ તે સજ થયો;
હનુમંત આદિ નળ નીલને, કથન ક્રિયાએ કરિ રહ્યો. ૪૩

### દોહરો.

**સુગ્રીવ**–પંચાસ ક્રોડ પૃથ્વીતણી, ખોળો પૃથ્વી પીઠ;
રવિ ઉગ્યો ઢાંક્યો ન રહે, દેવ આપણી એ દીઠ. ૪૪

### ચોખરો.

**કવિ**–ઉત્તર દશા શત એક આક્રમી પરઠિયા,પશ્ચિમે પાંચ શત ભ્રાત ભાવા;
દશ દશા દેશ વિદેશ બહુ વ્યાપરી,દક્ષણ દશાએ ઘણા દીધ દાવા;
સૂઝતા બૂઝતા પૂછતા પરવરે, મંત્ર મુખ રામના કોડ કહાવ્યા;
કામ કરું હોડશું કઠીણ બહુ કોડશું,લંક બળવંત હનુમંત આવ્યા. ૪૫

### દોહરા.

દેખ્યો ગઢ લંકાતણો, મેહેજુત ભયે ઓહો મંન;
ક્રીસ બિધ દેખે દેશકું, આય શકે નહીં અન્ય. ૪૬
ઓર અરુણ જ્યું ઉગિયો, પુંજ તેજ પ્રકાશ;
કનક કોટ કો કારમો, ઊંચો અતિ આકાશ. ૪૭

### કવિત.

સૂક્ષ્મ શરીર કિયો, રામ નામ હૃદે લિયો;
બાંકો બલવંત બડો, ઝુકાય દિયો ઝોકમેં;
(દર) બાર દરીખાન ઘેરે, અદકી અટારી હેરે;
ગોખ જોખ ફેર ફેરે, લહ્યો સબ લોકમેં;
પેર પેર પ્રિય પેખે, દીવ્ય રૂપ નવ્ય દેખે;
લહ્યો લંક વંક અંક, ઠીક ઠેહુ થોકમેં;
નીસ(બાસ)આસ છાંડ રહ્યો,કાયા માંહિ ક્રોધ ભયો;
ચોહો પાસે દેખી અંતે, આયો હે અશોકમેં. ૪૮

### છપ્પા.

એઠાં ત્યાં સીતા માત, કષ્ટ ઘણેથી કરણી;
ટોળા વિછોહિ રણ માંહિ,દીસે જેમ એકિલી હરણી;
વણ ઓપ્યું જેમ રત્ન, જલ ઝાઝામાં દીઠી;
અતિ દુ:ખ અર્ણવ માંહિ,અગન હોય જેમ અંગીઠી;
વપૂ જોઇ તે વિસ્મે થયો, શકે હોય સીતા સતી; ૪૯
આલોચ કરતો તે સમે, પરઠ્યો ત્યાં લંકા પતી.
સાઠ સહસ્ર સંગીત, કરંતી શ્યામા સંગે;
ઉડે અબીલ ગુલાલ, રાચતો હૃદયા રંગે;
તાતા થેઇ થેઇ તાન, ગાન ગુણ ભૂપત ભીનો;
પડ્યો ફ્રાસકો સીત, ભીત ચિત્ત લાગ્યો ચીનો;
પંચ ધનુષ પરો રહ્યો, કથન ફડ કામિની કહ્યો;
સિતા નામ શ્રવણે સુણી, લક્ષણ બજરંગે લહ્યો. ૫૦

### કવિત-દોઢ્યું.

**રાવણ**—રાબન કહે સુનો સીત, મોયસો મેલાવો ચિત્ત; છાંડ દૂર સબે ભીત;
પ્રીત નીત કહા તેરે, રામ જેસે રંકકો;

તિન લોક ફરે આણ, ચિંતામણિ રત્નખાણ; ઓહો લોક માન બાણ;
જાને સુખ ઓત મેરે, વૈભવ નિઃશંકકો;
વાકી તું છાંડ આશ, ભોગવો બિલાસ ખાસ; સમૃદ્ધિ સબ તેરે પાસ;
દાસી સબ દાસ તેરે, ફર્યો કર્મ અંકકો;
તજો મનઆપલાજ, સુખકેસબ કરો કાજ; સંતાપશોક સબે ભાજ;
તાજ કરુ મંદોદરી, રાજ્ય સોંપું લંકકો. ૫૧

**સીતા**—ચુપ રહે મૂઢ અંધ, મેં જાણું તું પરો બંધ; લંકમેં તો હુવે ધંધ;
કંધ દશ છેદવા હું, એસી મન હોડ હૈ;
લુંટી તેરીરમણ સેજ, પરવાર્યો તેરો તપતેજ, સબ ઉપરસેં છાંડ હેજ;
રેજ કરો રાક્ષસકું, મેહેલાંએ મન મોડ હૈ;
શ્રીરામ જુ આધાર મેરો, ઉતારે અહંકાર તેરો, કરે રંક એ અનેરો;
હેરો કરહી કે હદ, એસો બંદી છોડ હૈ;
સામળ કે માન મૂઢ, પ્રભુકો પ્રતાપ પ્રૌઢ, ગુણ જાણે નહિ ગૂઢ;
રાબન જેસે રંક, રામ સંગ ક્રોડ ક્રોડ હૈ. ૫૨

## દોહરો.

**રાવણ**—અમીપ તેરો આવરુ, પ્રીછે નહીં જો પેર;
**કવિ**—એસી કહે કર અધિપતિ, ગયો આપકે ઘેર. ૫૩

## કવિત.

**સીતા**—સીત મન ભીત લગે, ચિંતા કર ચિત્ત માંહે;
આંહે અબ નાથે રામ, કહો કહા કીજ્યે;
એસી કહે આપ માંહે, કેસી બીધ જીવ જાયે;
પાયે કહાં પ્રીતશું તો, બીખ બાટ પીજ્યે;
પાપી ફેરે પાસ પડી, દુર દેશ આય અડી;
ઘડી ઘડી દુઃખ ઓહો, લાભ કાહા લીજ્યે;
કેશ પાશ માત ગ્રહે, કેતે બોલ બાણ સહે;
ગલે ફાંસિ ઘાલ અબે, પ્રાન દાન દીજ્યે. ૫૪

## દોહરો.

**કવિ**—નિદ્રા બસ નારી સબે, સીત કરે દેહ અંત;
એસો અચરેત દેખ કે, કહે બાત હનુમંત. ૫૫

## કવિત-દોઢીયું.

હનુમંત કહે માત, મત કરો આત્મઘાત, આયે અબ રઘુનાથ;
હાથ દોઉ જોર કહું, દુહાઇ રામ આણકી;
મેં હું અંજનીકો તંન, જુગત પતિકો જન, વાકે ચરણે સદા મંન;
અરણવ કે નીર તીરે, સુરત ધરો કાનકી;
રાક્ષસિ સબ ઓર નરે, નહિ મોયે કોકો ડર, દેખી લંક ઘર ઘર;
ગામ ઠામ દેખ આયો, બાડી બંન પાનકી;
સામળ કહે સુપેખી, રાક્ષસીમેં સીત પેખી, લાજ મેં અલેખી દેખી;
મેરી તુમ માત તાત, જનક જાયા જાનકી. ૫૬
કવિ-રામ નામ સુની સિત, ચિંતા તાજ ધરી ચિત્ત, ભામિની હુઇ ભયભીત;
સીતા-રીત એ કાંહાંકી, માંનવ બનચારી હૈ;
હનુ-બાત મન આપ ચીની, મુદ્રિકા લે હાથ દિનિ, પ્રણામ કર શીશ લિનિ;
બીતી હે માત એ, બાત તો ભારી હૈ;
સી-તબ બચન બોલે બાઇ, તમ સુનો જુ મેરે ભાઇ, ઉત્તમ બસ્ત કહાંસે પાઇ;
આઇ જો હાથ તેરે, મેરે આગુ ડારી હૈ;
હનુ-રાવણ હરણ કરી લાયે, ખોલતે દો બીર આયે, બેઠેતે હમ પાંચ ભાયે;
દીની નીસાની જાણી, અતિ શુભ સારી હૈ. ૫૭
કવિ-બાનરકો બચન સુનો, સત બોલ આપ ગીનો, તાથે પ્રતિ ઉત્તર ભનો;
સીતા-બન્યો સબે કામ, રામ આયે છોટે શીરસું.
કપી જુ સુનો બાત, કઠીન ભયે દોનું ભ્રાત, નાયો કોય તેરે સાથ;
તાથે મેં કહું માન, આણ જાણ વીરસું;
હનુ-હનુમંત કહે સુનો, બાની મનમેં ગીનાન આની, સાત સુદ્ધ નાહિ જાની;
પાનીવલ પલકમેં, આવે સબ ધીરસું;
કો તો સબ લંક જારું, રાબનકું ચીર ડારું, શૂરબીર ધીર મારું;
સારું કહે સામળજુ, નાંખું લંક નીરસું. ૫૮
કહો તો રાક્ષસીકું રોળું, વાંકે ચાકર સબ ચોળું, ધડ દુર્ગકું ઢોળું;
બોલું મેં માત બાત, બચન માંનો હામકો;
કહો તો દસ શીશ તોડું, સુરકે સબ બંધ છોડું, વાકે નિશાન ફેડું;
ઓડું મહા માન હામે, ટાળું લંક ગામકો;

કહો તો મેં રાડ સાંધું, જીવતે સબલોકબાંધું, રાવણ જાર પ્રીચ રાંધું;
બાંધ્યો ન જાશે ગાંજ્યો, પ્રતાપ એક નામકો;
સામળ કહે કામ સારું, બન બાડી બાગ ચારુ, નીરકે નવાણ પૂરુ;
તેરો બચન પાળું; તો સેવક શ્રી રામકો. ૫૯

## કવિત.

**કવિ**—જનક જાયાં બાત કહે, ધાત આપ મન લહે;
**સીતા**—સહે પરચંડ ફંડ, એકુને ન દીજ્યે;
રામકો બચન નાહિ, દુઃખ સહુ દેહ માંહિ;
આંહી જબ આવે તાંહિ, રેખકું ન દીજ્યે;
મણિકી નિશાની લીની, જાઓ બેગા શિખ દીની;
બિનિ ફળ બાગમેંસેં, ખરે પરે લીજ્યે;
સામળ કહે ખબર એસી, હનુમાન દષ્ટ પડી તેસો;
ધસી જાઓ રામ આગુ, બાત સબે કીજ્યે. ૬૦

## છપ્પા.

**કવિ**—ગર્વવિયોનાં સેન, મહિ એક ગાય ગઇ છે;
કાગડી કંઈ કોટીક, હંસી એક હાર રહી છે;
કૌવચ કેરાં વંન, તુળશીદળ તહાં પડી છે;
છીપો સંખ્ય અસંખ્ય, ઝવેર મણિ જુગત જડી છે;
તેમ રાક્ષસીઓ મહિ ઋષિ જાણી, કથિર મધ્યે કાંચન કથી;
સામળ કહે શ્રીરઘુનાથ વિણ, ન્યારું કરવા કો નર નથી. ૬૧

ઝાઝા લસણની ખાંણ, બુંદ બરાસ તણી છે;
મૂરખ કેરી મોટ, ભલે એક ભાવ ભણી છે;
રેણું તણો છે રાફ, કિંતુ કસ્તુરી ભેળી;
ઝેર તણી છે ઝાળ, સીથિક માંહિ સાકર ભેળી;
વાડ શૂળ કાંટા તણી, ઉગી કેળ કષ્ટે થકી;
સામળ કહે શ્રી રઘુનાથ વિણ, ન્યારું કરવા કો નર નથી. ૬૨

## કવિત.

બીર છંડ્યો પાઉં પરો, ધીર મનમાંહિ ધરો;
ફર્યો સબ બાગ માંહે, એસો ઘાટ સંનકો;

દુર્ગ પાડી દૂપ પૂરે, બેલ ફુલ ઝાડ ચૂરે;
ચુરે કીએ કામ પ્રાન, હરો ચોકી જંનકો;
ચંપાકેરે ઝાડ ચડ્યો, સબકું ત્રાસ પડ્યો;
એસા કિયો નાદ જેસા, કાટકો જુ ધંનકો;
સામળ કહે બડાઇ, રાબનકું રાવ થાઇ;
ભયો એસા કામ નામ, ટાર્યો અશોક વંનકો. ૬૩
દશકંધ રીશે ભર્યો, ક્રોધ બોત મંન ધર્યો;
કર્યો મહા કોપ, બાસી નીસીવે જાયગો;
ધાયે સૂર, સીખ દિયો, કપિવર ઘેર લિયો;
કિયો ઘન ઘોર સોર, બોત માર ખાયગો;
અક્ષયકુમાર રાય તંન, ઓરહી પ્રધાન જંન;
તન ટુક ટુક કરે, કોન સહાય થાયગો;
સામળ કહે શાખ થોડી, બાળીએ જુ બાગ તોડી;
કોડ પહોંચાય તેરો, કીયો એસા પાયગો. ૬૪
હસી હનુમંત ઉઠ્યો, ગાજતો ગયંદ છૂટ્યો;
ઉઠો બત્રાડી સૂરપુર, લીયો સબ અંકકું;
કોટિકું વજ્ર મારે, કેતે એક ચીર ડારે;
ડારે સબ ધરનકુ, કિના છેક રંકકું;
સબકો સિરદાર જાનિ, ધસી ગ્રહે ચર્ણ પાની;
પહાણપેં પિછાર છાર, ઝીક નિઃશંકકું;
સામળ કહે એક ગયો, નાસીને જો જિતો રહ્યો;
ધાઇ મળ્યો રાબનસેં, બોહો ધડ લંકકું. ૬૫
પ્રધાન પુત્ર પ્રજાળ્યો, આપ ક્રોધ ચિત્ત આણ્યે;
માનો મહા તાપ આપ, હાથ મૂછ ઘાલિયે;
કહેતે ધાયે કોટી જોધ, અંતરમેં આનિ ક્રોધ;
શોધ લેઇ ધાયે જાઓ, જીવતેકું ઝાલિયે;
નાલ ગોલા બાન છૂટે, રીશ કરી સુર રુઠે;
ઉઠે હે હનુમાન જાન, સીખ સબ આલિયે;
કહેતેમેં પકડ લીયો, રાબન હાથ જાય દિયો;
કીયો એણે કેર વેર, આપનકો વાળિયો. ૬૬

દેખકે મહેજુત હુવો, કપિવરકો રૂપ દેખો;
**રાવણ**—સત બોલ બાત કપિ, કીનકો પઠાયો હૈ;
ગામ નામ ઠામ કહો, જાત ભાત બાત લહો;
લાભ કહા લેનેકું તું, લંક લગી આયો હૈ;
**હનુ**—હું રામકો ગુલામ ખાસો, આયો દેખને તમાસો;
નાહો કો પતિત પાપી, સીત લેકે ધાયો હૈ;
સામળ કહે ઘાટ ઘડું, અન્યકી મેં ઓટ અડું;
પાકું દોઇ શીંગ વાકે, આજ ચોર પાયો હૈ. ૬૭

## દોહરા.

**કવિ**—જુલમ કિયો હનુમાનકું, ધાયો શીંગ બોહો તીર;
ન અડે ચીમટ આપકું, જાકે શીર રઘૂવીર. ૬૮
**રાવણ**—લંકાપતિ બાણી કહત, કિસબિધ મરણો તોય;
જો ચાહે સુખ આપનો, તો બાત બતાવો મોય. ૬૯
**હનુ**—બુદ્ધ હિતે બિચાર મન, બાંદર કહે મોય બાનિ;
પાવક જારે સબનકું, ચિત ચતુરાઇ આનિ. ૭૦
**કવિ**—કપિકી બાત મનમેં બસી, અબહી મીલ્યો મેલ;
આણી વસ્ત્ર બોહો ઢગ કિયો, ઉપર છટક્યો તેલ. ૭૧
લિયો પૂછ લપેટકે, બાંધ્યો બંધ અપાર;
પાવકસેં પરજાલિયો, ઉપર દીનો માર. ૭૨
જ્યું છૂટે દારુ દરખસેં, ગગન ગઇ ઉસ ઝાલ;
ચડ્યો અટારી હુંકકે, ફૂક કરંતો કાલ. ૭૩
ઘેર ઘેર લોકો કરત, દોર દોર ફર ફેર;
ભડક ભડક ભૂવન જલે, જલી જાય ઘેર ઘેર. ૭૪

## કવિત.

ખરાબ કરી લંક સબે, વાળ્યો આડો અંક અબે;
તબે ધાયો આયો પાયો, મન બહોત સુખકું;
રખે માત સીત જરે, એસો શોચ આપ કરે;
દેખ દષ્ટ પુંઠ ફરે, ઝાળ લાગી મૂખકું;
સીતાકું કીયો જુહાર, કુદ ગયો ઓર પાર;
આયો રામ કે દરબાર, મેટ ગયો દુઃખકું;

રામજી બધાઇ સુની, તબહી આશિષ દીની;
રામ–નિશાનીકું સત ગની, ધન માત (તેરી) કુખકું. ૭૫

### છપ્પો.

હનુ–શ્રી લંકાગઢ માંય, તહાં બેઠાં સિત માતા;
દિવ્ય દીઠું દર્શન, પ્રસંન મુખ પામ્યો સાતા;
દુઃખ દાવાનલ દેહ, તેહનું મન તુમ ચરણે;
નારાયણશું નેહ, તેહ જે અશરણ શરણે;
મણિ મૂક્યો મુખ આગળે, કારણ કથી માંડી કહ્યું;
કવિ–સુણિ ચિત્ત રામ લક્ષ્મણતણું, સીત થકી શીતળ થયું. ૭૬

### કવિત.

હનુ–ઉઠીએ મહારાજ, કપિનાથ સબે સાથ;
કહું વાત જોડી હાથ, કામ શિઘ્ર સિદ્ધ કીજિયે;
રામકો પ્રતાપ પ્રૌઢો, ચડો શૂર સબ આપ;
કીજે લંકકું ખરાબ, છાપ દેકે મન રીજિયે;
ઉઠીએ અબ આજ, બાંધો આર્ણવકું પાજ;
રોળો પાપી કેરો રાજ, કાજ કરી સીત લીજિયે;
કહે સામળ જું જોર, દુષ્ટ સિતાજીકો ચોર;
હનુમાન કહે મોર, (તોર) શિશ દંડ દીજિયે. ૭૭

### દોહરો.

કવિ–બચન સુન્યો હનુમાનકો, પ્રસંન ભયે શ્રીરામ;
સુગ્રીવ સહિત ઉઠે સબે, કરણો ઇસિબિધ કામ. ૭૮

### છપ્પા દુપટ.

દિયો દદામે પોર, હોરદે ચડે રઘુ નંદન;
જે જે કરે સબ દેવ, બરખે કુસુમ ઓર ચંદન;
કપિવર પદ્મ અઢાર, રીંછ બોહોતેર ક્રોડ જાની;
સુગ્રીવ આદિ સબ સૂર, સેના બડી બહોત બીખાની;
અંબર છાયો ખેહ, ગગનમેં ઘન જ્યું દીસે;
ધસે બરાડી પૂર, સુર સામદ સહુ ટીસે;
ગાજે અર્ણવ ગંભીર, ધીર શબ્દ તીરે આયે;
પડાવ કિયો હનુમાહ, તહાં પરમ સુખ પાયે;

હુકમ કિયો કપિરાય, થયો સજ દોદિશ જાયો;
ગિરિવર અષ્ટ સુજાન, પહાંન ઉઠાકર લાયો;
આયો એગા પલકમેં, સેતુ પાજ્ય બાંધ્યો સહી;
સામળ જાુંક શિર રામ જોર, ચોર રાવણ જાયે કહીં. ૭૯
કો ઉદયાચલ જાય, કો અસ્તાચલ ધાયો;
કો બંધાચલ બીર, તીર હિમાચલ પાયો;
કોઉ ગોમે ગિરિ ઘેર, કો કંભાગિરિ પહેંચો;
કો સુવેલુ શીંગ, કો મીનકાચલ એહેંચો;
દુર્ગ અનેક ગિરિ જેહ, તેહકું શિરપર લાયે;
રમત જુએ શ્રીરામ, કામ કર છીનમેં આયે;
આદ્ય ઋષિયનકો શાપ, શીખ કવિયનકું દીનો;
તાથે તારે પાહણ, કામ કાયર યહ કીનો;
રામ નામ પરતાપ, ગિરિ સબ નાંખે પળમાં;
તુંબર તરે જ્યું નીર, પાણ તરે ત્યું જલમાં;
બાંધી પાજ વિલાસ સબ, વિકટ અર્ણવ કે નીરકું;
કહે સામલ કવિ સીખ દું, બિભિષણ બડે બીરકું. ૮૦

## કવિત.

**વિભિષણ**–બિભિષણ કહે સુણો ભ્રાત, આયે હે શ્રીરઘુનાથ;
લક્ષ્મણ અનુજ ભ્રાત, જનમકો જતી હે;
આપ મન જ્ઞાન આનો, વાંકો તો ગુણ બિખાનો;
દેવનકો દેવ જાણો, ત્રિલોકકો પતિ હે;
જાકે નામ મુક્તિ પાવે, જઠર ફરી ન આવે;
દર્શને અઘ કોટિ જાવે, અતલિબલ અતિ હે;
સામળ કહે કામ કીજે, રંક કેરો કહ્યો કીજે;
કર જોર સીત દીજે, શુભ શિરોમણ સતી હે. ૮૧
**કવિ**–દઢતા કર બોલ્યો ધીર, મનમાં બોહો આને પીર;
**રાવણ**–મેરો તુમ નાહીં બીર, (પર) કીરત બિખાની હે;
મોયકું કહા ડરાવે, દોનું શીશ વે ધરાવે;
જાવેગે કહાં વહાં આયે, બનચર પિછાની હે;
સબકું સત ખંડ કરું, લંગુરાંસેં નાંહિ ડરું;
હરું વાકો જોર વાકી, ચોહની નિશાની હે;

સામળ કહે માન મેલ, આ તલમેં નાંહિ તેલ;
ખેલ નાંહિ શિખ મેરે, પત્થરપેં પાની હે. ૮૨

દોહરા.

કવિ–બચન સુન્યો લઘુવીરકો, રાવનકું ઓહો રીશ;
ઓઠ બચન એસો કિયો, છિનમેં છેદે શીશ. ૮૩
વિભિ–મેં કહું રાવન રંક હુઓ, મત કાઢો મમ બંક;
અબ તેરી સમૃદ્ધિ ગઇ, છિનમેં લુંટી લંક. ૮૪

કવિત.

કવિ–બિભિષન આય મલ્યો, દુ:ખ શોક સબ ટલ્યો;
પાય પરો રામજુ કે, ચરણ શીશ નાંમિયો;
લંકની ખબર કહી, આદ્ય અંત જેહી ભઈ;
વિભિ–ગઈ વાકી સાન મૂઢ, રાવન હે કામિયો;
મહારાજ મોયે શીખ દીજે, લંકકુ લપેટ લીજે;
કીજે એહ કામ રામ, દેખ દુ:ખ વામિયો;
કવિ–શામળ કહે ભક્ત લહ્યો, આપ લંકધીશ કહ્યો;
હુઓ હે ખુસાલ નાલ, બોત સુખ પાંમિયો. ૮૫
પલકમેં પાજ બાંધી, રાવનસેં રાડ સાંધી;
વહાંસે નીર પાર સબ, ઉતરે હે બેટકું;
બંદર વૃંદ કુદે દૂકે, દોડાદોડ કરી ઢુકે;
ચુકે નાંહિ ફાલ આલ, કરે તર નેટકું;
રાવનકું ભયે જાણ, પાણી માંહિ તારે પાણ;
રામજી સુજાણ જાણ, આયે લંક ઠેઠકું;
બિભિષન મલ્યો જાણ્યો,સામળ કહે સાન આણ્યો;
માનો તબ તાપ આપ, (હાર) પડ્યો પૂર પેટકું. ૮૬

દોહરો.

નિકટ આયે શ્રીરામજી, ભયો મંદોદરી જાન;
જાકે રહી દશકંધપેં, બોલી મુખસેં બાન. ૮૭

કવિત.

મંદોદરી–મંદોદરી કહે કર, જોરકે સુનો હો પિયા;
જિયા જો ચાહો તો આપ, મલો જાકે રામકું;

આપકી તો એહિ રીત, હોવેગી અમારી જિત;
ભીતિ મન નાહિ ચિત્ત, જાની સીત હરી હૈ. ૯૧.
દશ તો હે મેરે શીશ, ભુજ તો હે બીસ;
સહાય કરનેકુ ઈશ, રીશ ક્રોધ અતિ ભરહૈ;
બિરંચી તો ગુન ગાય, નવ ગ્રહ બાંધે પાય;
વજ્રકી તો મેરી કાય, સૂર મન ડર હૈ;
કોઉ ન જાને મરમ, ચોકી કરતે ધરમ;
બિષ્ણુ તો માને શરમ, કરમ પાયે પરે હૈ;
કનક કે ઘર સુત, સવા લક્ષ મેરે પૂત;
દુત જેસે રામ જુથ, મોકુ કાહા કરે હૈ. ૯૨.
**મંદોદરી**–કહે કંથ એ સુજાન, ભયો કીયું તું અજાણ;
પૂછ દેખ આપ પ્રાન, પાણ પાણિ તર્યો હે ?
દેવનકો ઠારન એ, દૈત્યનકો મારન એ;
કારણ પ્રહ્‌લાદ કેરે, હિરણ્યકું માર્યો હે;
વાકી કોન બુઝે બાત, તીચે આયે દોઉ હાથ;
બાત કે પ્રુકેમેં, ત્ર્યંબક તોર ડાર્યો હે;
આયો તો એક લંગૂર, રામજીકો દેખો નૂર;
સામળ કહે સદા શૂર, લંક જીને જાર્યો હે. ૯૩.

## ચોખરો.

**મં**–ધીર મહા વીર બે, નીર અરણવ તણાં, તીર દળ ઉતર્યાં દેઈ ડંકા;
કહે સતી સુણ પતિ, દુર્મતિ માહેરા, ભાગ્ય ભારે ધણી ભયે ભંકા;
સીત સંતાપ મહા, પાપની છાપ છે, ત્રણ તારે શિરે વેદ વંકા;
ઈસિ અવળા હવે, શિશ તારે થકી, લક્ષ્મણે લુંટી લક્ષ જાણે લંકા. ૯૪.
**રા**–વેઠ ઉઠી વનિતા તણી વાતમાં, પાનિએ બુદ્ધ એ જોર તારું;
શું કરું પ્રિય છે, તું ઘણી પ્રેમદા, અન્ય કો હોય તો ઠાર મારું;
રીંછડાં વાંદડાં માંકડાં મેલિયાં, જુદ્ધ જિત્યાતણું સૈન્યે સારું;
સુરજ ને ચંદ્રમા, દેવ સેવે સદા, છેક છોકર થકિ હું ન હારું. ૯૫.
**મં**–બીજ કે રીજ પણ, કહું તુંને કંથડા,આપ એ વાત મન માન માટે;
વૈમાનની સેજમાં, તેજ ત્રિલોકનું, હુંશથું હીંચિએ ખાંત ખાટે;
માળિયાં જાળિયાં, ગોખ અટારિયાં, દ્રવ્ય જાશે સર્વ બાર વાટે;
સાઠ સહસ્ર, શૃંગાર શ્યામાંતણા, ઉતરે એક હરિ સીત સાટે. ૯૬.

તેડાવ્યા બળવંત બળિયા, અસુરતણા પ્રધાન;
તેને સુત સોંપી કહ્યું, હણો તો થાઉં તુષ્ટમાન. ૩
મારા તે વૈરીને ભજે, દીન રેણ સમરે રામ;
રંગીલો રઢ મૂકે નહીં, ન મૂકે મુખથી નામ. ૪

## રાગ મેવાડો.

રંગીલો કુંવર મુખથી, રામ નામ ન મૂકે— ટેક.
લાગી લગની મગ્ન થયો મનમાં, હરિ ચંત નવ ચૂકે;
બહુ વિધ વારી મારી જુઓ, કહી કહીને સ્વર મૂકેરે. રંગી૦ ૫
દૈત્યપતિએ જમકિંકર તેડી, સાધુ સુતને સોંપ્યો;
આ બાળકનો કાળ કરોની, લંપટે મુજને લોપ્યોરે. રંગી૦ ૬
વળતા જમકિંકર ઉદ્યમ માંડી, વિધ વિધ વાત ઉપજાવી;
ઉંડા જળમાં અગ્નિ પડે તેમ, દૈત્યે દાઝ સમાવીરે. રંગી૦ ૭
સપ્ત જ્વર ચોરાશી વાયુ, અગન અઢાર ઉવેખી;
ભક્તતણે મન તેમ થઇ લાગ્યો, જેમ જળ મસ્તક મેલીરે. રંગી૦ ૮
કાલદંડ જમદંડ અખંડિત, હરિજન અંગ હકાર્યાં;
જેથી સકળ જગત લય પામે, તે પણ હઠે હાર્યારે. રંગી૦ ૯
દિનકરસુત દાનવને ત્રાશે, કોડ પ્રકારે કામ્યા;
જમ કિંકરનું જોર ન ચાલ્યું, હોડ કરી દુઃખ પામ્યારે. રંગી૦ ૧૦
વળતો ધર્મ કહે સુણ રાજા, એ સુત કોણ કહાવે;
ધર્મ કરી અધર્મશું હણિએ, તો પણ અંત ન આવેરે. રંગી૦ ૧૧
અમે અમારી શક્તિ પ્રમાણે, મણા ન મૂકી થોડી;
અંતે ઇથી વાજ આવીને, આયુધ નાખ્યાં છોડીરે. રંગી૦ ૧૨
એવું સુણીને રાજા રુઠ્યો, રહ્યો હૃદેમાં ખીજી;
બાળ ઉપર બળ કરવાને, વાત વિચારી બીજીરે. રંગી૦ ૧૩
પુરોહિત રૂપ વિક્રાળ કરીને, મનમાં વાત વિચારી;
તેડાવ્યા દિગ્પતિના મેગલ, મહા બળિયા વિપ ધારીરે. રંગી૦ ૧૪
આવ્યા મલ માતંગ મલપતા, અયુત જોજન ઉંચા;
ડોલે ધરણ ચરણ પ્રહારથી, પર્વત તેમના કુચારે. રંગી૦ ૧૫
બોલ્યો ભૂપતિ કહે કુંજરને, કામ કરો એક મારું;
આ અર્ભકના પ્રાણ હરો તો, સાચું જોર તમારું. રંગી૦ ૧૬

મેલ્યો બાળ વિશાળ વગડામાં, મોટે ઘેમર ઘેર્યો;
મન રૂઢ્યો મમત્ત્વ વછૂટ્યો, જઇ જનને ઝંઝેડ્યોરે. રંગી૦ ૧૭
ત્યારે કુંજરપર હરિ કોપ્યા, દીઠા મદમત્ત મંતી;
નાઠા ગજ દંતોશલ કાડી, મહા દુઃખ પામ્યા દંતીરે. રંગી૦ ૧૮
પછે કરીંદ્ર કહે ભૂપતને, સાંભળ રાજા સાચું;
આ બાળકનો કાળ ન આવે, ક્રોધ કરો તે કાચુંરે. રંગી૦ ૧૯
એવું સુણીને અસુરે તેડ્યા, પવન પ્રબળ બળવંત;
આ અર્ભકનો નાશ કરીને, ટાળો ચિત્તની ચંતરે. રંગી૦ ૨૦
દૈત્ય રાજાનું કાજ વિચારી; વકર્યા મનમાં વાયુ;
પંજરમાંહે પ્રવેશ કર્યો, તે હરિજન હણવા આયુરે. રંગી૦ ૨૧
સોશે સ્વાશ સમાસને આણી, જાણે પાડું પીડા;
પણ હરિજનને લેશ ન લાગે, જિહાં કેશવની ક્રીડારે. રંગી૦ ૨૨
પવન પેટમાં પળવા લાગ્યો, ઉદરમાં અગ્નિ જ્વાળે;
ભાગ્યો ભય લાગ્યો મનમાંહે, બાળી મારવો બાળેરે. રંગી૦ ૨૩
મારુત જઇ ભૂપને મળિયો, એ બાળક બળ ભારી;
જોર કર્યું પણ જરાં ન ચાલ્યું, હું આવ્યો છઉં હારીરે. રંગી૦ ૨૪
એમ સુણીને અસુરે તેડ્યા, વાસુકી નાગ નમેરી;
ફેણ ફુંકારે પર્વત ફાટે, ઝેર હલાહલ ઝેરીરે. રંગી૦ ૨૫
સર્પ સાથે દાનવપતિ બોલ્યો, આ અર્ભકને બાળો;
કુંવર સ્વરૂપે શત્રુ પ્રગટ્યો, ડશણ કરી દુઃખ ટાળોરે. રંગી૦ ૨૬
ગ્રાસો બાળને વ્યાલ વેગથી, એ જ આજ્ઞા મારી;
પ્રાણ ગયા વણ શાંતિ ન થાશે, વારુ છઉં વિષધારીરે. રંગી૦ ૨૭
એવું સુણીને પન્નગ ઉઠ્યા, રંઠિયા વદન વિકાશી;
ક્રોડ ગરુડ નિહાળી સામા, માંડ જ છૂટ્યા નાશીરે. રંગી૦ ૨૮
મણિધર જઇ ભૂપતિની પાસે, બેઉ કર જોડી ઉભો;
આ બાળકનો કાળ ન આવે, દાનવ શાને દુભોરે. રંગી૦ ૨૯
વળી વેણ વિષધરનાં સુણી, અસુર સંબળ અકળાણો;
જે આવડો બાળક કોમળ કાયા, કોઇથકી ન મરાણોરે. રંગી૦ ૩
જળમાં ઝેર હલાહલ નાંખી, પૂરણ પાન કરાવ્યું;
અમૃતથૈ અદકો ગુણ કીધો, કર્તવ્ય કામ ન આવ્યુંરે. રંગી૦ ૩૧

ઓઢ પર્વત શૃંગ ચડાવી, ઉંચલી ફેંકી દીધો;
જન જાણી જગદીશે તેને, જાતે ઝીલી લીધોરે. રંગી૦ ૩૨
સાથે દાનવના કિંકર હતા, તે પણ પંડે પડિયા;
ભાંગ્યાં અંગ વિકટ પાણ વાગા, રાન વગડે રડવડિયારે. રંગી૦ ૩૩
પર્વત જેવડો કુંજર કરીને, સાગરમાં સંતાડ્યો;
કુસુમશય્યા જેવું સુખ પામ્યો, જનને માંડ જગાડ્યોરે. રંગી૦ ૩૪
નાગપાશ બંધનમાં બાંધી, સાગરમાં સંતાડ્યો;
તિહાં પણ જનને કૃપા કરીને; કમલાનાથે કહાડ્યોરે. રંગી૦ ૩૫
વળી દૂત બાળકને લઇ ગયા, ભયથી ભૂપાળ પાસે;
આ બાળકનો અંત ન આવે, એણીપેર વચન પ્રકાશેરે. રંગી૦ ૩૬
જળમાં બોળ્યો પાવકમાં રોળ્યો, ઢોળ્યો પર્વત અંગે;
એવાં સંકટ બહુ દીધાં પણ, આળ ન આવ્યું અંગેરે. રંગી૦ ૩૭
એવું સુણી દાનવ ભય પામ્યો, ચિત્તમાં વ્યાપી ચિંતા;
આ બાળકનો નાશ કરતાં, હાર્યા નર બળવંતારે. રંગી૦ ૩૮
આ બાળકથી કોક દિવસ પણ, મસ્તક અમો વિવરજો;
મનમાં મુને આટલું સુજે, સરજનહારે સરજ્યુંરે. રંગી૦ ૩૯
દાનવ હોડ કરીને થાક્યો, જોર જરા પણ નવ ચાલે;
મહી ખોતરવા મહીપતિ બેઠો, નીચું મસ્તક ઘાલેરે. રંગી૦ ૪૦
રાત દિવસ ચિંતામાં પડિયો, જાણે જનને ચૂરું;
દહાડે દહાડે દુર્બળ થાયે, અન્ન ન ખાયે પૂરુંરે. રંગી૦ ૪૧
તેવે સમે તિહાં ભૃગુજી આવ્યા, દૈત્યે આદર દીધો;
સેવકની પેરે શિશ નમાવી, કહે કૃતારથ કીધોરે. રંગી૦ ૪૨
વળતા ગુરુ પૂછે કાં ભૂપતિ, દુર્બળ સરખો દેખું;
તુજને ભય ઉપજાવે જુગમાં, એવો પુરુષ નવ પેખુંરે. રંગી૦ ૪૩
વળતો ભૂપતિ કહે ગુરુજી સુણિયે, પુત્ર પ્રબળ થયો મારો;
શત્રુનું સ્મરણ નિત્ય રાખે, હરતલ એથી હાર્યોરે. રંગી૦ ૪૪
કોઇ દિવસ એથી ભય મુજને, મોત અચાનક આણે;
તાપ લાગ્યો તેનો તનમાંહે, ત્રેવડ કરવી ટાણેરે. રંગી૦ ૪૫
ત્યારે ગુરુ કહે સુણ રાજા, એ શી વાત વિચારે;
કાને કંઇએ સુણ્યું નહીં જગમાં, જે અજા સિંહને મારેરે. રંગી૦ ૪૬

મેલ પુત્રને મારે મંદિર, રાખું નિત્ય નિશાળે;
ફરી ભણાવું એવી વિદ્યા, જે કૃષ્ણ કહે નહીં કાળેરે. રંગી૦ ૪૭
વરુણપાશ બંધનમાં બાંધી, બાળકને બેસાડું;
રામ નામની રઢ મેલાવું, વિધવિધ ભાતે વારુંરે. રંગી૦ ૪૮
એવું કહીને શુક્ર ઘેર પધાર્યા, શિષ્યને સાથે તેડી;
વરુણપાશ બંધને બાંધ્યો, થઇ બ્રહ્મની બેડીરે. રંગી૦ ૪૯
સખા ભણો ભણાવો એને, સર્વને રાખ્યા સંગે;
જેમ પ્રહ્લાદ વચન વિસારે, તેમ લગાડો રંગેરે. રંગી૦ ૫૦

## પૂર્વછાંયો.

વચન પૂર્વનું વીસરે, તેમ સમજાવો સંત;
જેમ રાજા કહે તેમ ભણો, તજ ભજન ભગવંત. ૫૧

## કડવું ૩૩ મું.—વલણ.

વળી વળી બોલ્યા તે મુખ ઋષિ જંનજી, સાંભળ રાજા તે પાંડુ તંનજી;
હરિ ભક્તને હરિ તન મંનજી, બોલે બાળક તે પ્રેમ વચંનજી. ૧

## ઉથલો.

પછે શિષ્યને એમ પ્રીછવે, પ્રેમે કરી પ્રહ્લાદ;
હું ભણાવું તે ભણો, જે માંહે સાર સંવાદ. ૨
સહુ કોઇ ભૂધરને ભજો, ભાવે કરીને ભ્રાત;
સાર નહીં સંસારમાં, એ વિના બીજી ન વાત. ૩

## રાગ સોરઠી.

સહુ કોઇ ભાવે ભજો ભગવાનનેરે, મારું કહ્યું કરોની ભ્રાત;
એ વણ સાર નહીં સંસારમાંરે, મન જો જો વિચારી વાત. સહુકો. ૪
એ તો આદ્ય નિરંજન એક છેરે, ભગવાન સુરાસુર ભૂપ;
ભક્ત માટે ફરે બ્રહ્માંડમાંરે, ધરે રંગ દેખે તેવાં રૂપ. સહુકો. ૫
પ્રભુ શેષશય્યાએ પોઢિયારે, શિર શેષ વદે છે વેદ;
ઇચ્છાએ ઉત્પન્ન ને પ્રલય કરેરે, તેનો કોય ન જાણે ભેદ. સહુકો. ૬
જેની નાભિથકી અજ ઉપન્યારે, ચતુરાનન પુણ્ય પવિત્ર;
સુંદર પાયે થઇ ચારે વેદસુરે, નિત્ય વર્ણવે વિષ્ણુ ચરિત્ર. સહુકો. ૭

એનું ચૈતન્ય છે ત્રૈલોકમાંરે, વિરંચાદિક કીટ પતંગ;
વ્યાપક સૂરજ કમળ જેમ વિશ્વમાંરે, તેમ સઘળે છે શ્રીરંગ. સહુકો. ૮
એનું નામ જપે નાર જેરે, નહીં નરક વાટ નિદાન;
પાપ તાપ ટળે તન માંહેથીરે, જાએ આપથકી અભિમાન. સહુકો. ૯
જેને નામ વહાલું જગદીશનુંરે, તે તો પામે પદારથ ચાર;
તેમાં સંશય નહીં સંસારમાંરે, એ તો નિશ્ચે ને નિરધાર. સહુકો. ૧૦
સંસાર રૂપિયો સર્પ છેરે, વળી તેના ત્રણ પ્રકાર;
છે મણિ મોહોરો ને ઝેર જુજવો, તેનો ભારે વિકટ વહેવાર. સહુકો. ૧૧
વિષ પંચ વસે તેને મુખેરે, તેણે પરભવી સૃષ્ટિ સમસ્ત;
તેમાં મોહોરો મુકુંદનાં નામનોરે, ઉગર્યો જેને આવિયો હસ્ત. સહુકો. ૧૨
ભય ઝેરતણું જેનું વામિયુંરે, નિકટ આવ્યો જેને મણિ મોક્ષ;
અંતર આત્મારામને ઓળખેરે, થાય પૂરણ જ્યોતિ પરોક્ષ. સહુકો. ૧૩
તે નિર્ગુણ બ્રહ્મને ઓળખેરે, ગુણ સગુણાતીત ગાય;
રામ ગોવિંદ મુકુંદ રમાપતિરે, ગરુડારૂઢ વૈકુંઠરાય. સહુકો. ૧૪
મધુસૂદન માધવ માવજીરે, સુખદાયક દીન દયાળ;
સુંદરશ્યામ દામોદર શ્રીહરિરે, કમળાવર વસ્તુ ગોપાળ. સહુકો ૧૫
જગદીશ જનાર્દન મુનિરે, અવિનાશી નિરંજન નાથ;
ભૂધર મહાવર શ્રીધર શ્રીપતિરે, સચ્ચિદાનંદ પોઢણ પાથ. સહુકો. ૧૬
વાસુદેવ નારાયણ નાથજીરે, મનમોહન દેવ મોરાર;
કેશવ કૃષ્ણ ઉપેન્દ્ર અનંત છેરે, કમળાવર ને કીરતાર. સહુકો. ૧૭
શંખ ચક્ર ગદાંબુજ શોભતરે, સુરવલ્લભ સુંદરસ્વામી;
ધર્મધુરંધર રૂપ અમોઘ છેરે, ઋષિ નાયક પૂરણ કામ. સહુકો. ૧૮
ઈશ્વર અચ્યુત સત્ય સ્વરૂપ છેરે, ભક્તવત્સલ મઅછકો રંભ;
આદિ અનાદિ અલૌકિક પરમ છેરે, પુરુષોત્તમ પૂરણ બ્રહ્મ. સહુકો. ૧૯
એવાં નામથકી નિત્ય સ્નેહસુંરે, મુખ ગાય ગોવિન્દનાં ગીત;
મનમાં સત્ય જાણે શ્રીરામનેરે, તમે આણો પ્રભુપર પ્રીત. સહુકો. ૨૦
પ્રાણીને પાપનો તાપ લાગે નહીંરે, નિત્ય જપે તે શ્રીજુગદીશ;
કેશવ કોટી અપરાધ ક્ષમા કરેરે, ક્ષણ ચરણે નમાવો શિશ. સહુકો. ૨૧
જીવને જન્મતણું દુઃખ ટાળવારે, ઘણું તત્ત્વ નારાયણ નામ;
સુખ આપે અનોપમ સર્વથારે, વળી પૂરે તે મનની હામ. સહુકો. ૨૨

તન પાપના તાપને ટાળવારે, પ્રભુ નામ રૂપ છે શીત નીર;
પ્રેમેસું પાન કરો તેતણુંરે, ઘણું શીતલ થાયે શરીર. સહુકો. ૨૩
મનરૂપાશ્વરપિયું સત્ય છેરે, માંહે ભળિયું નથી તિલ પાપ;
રામને નામે સોંચો કરી શોધિયેરે, દઇ જ્ઞાન અગ્નિનો તાપ. સહુકો. ૨૪
ચિત્ત ત્યારે નરડી જેવું હશેરે, તેને કુંકું તે ન કહે કોય;
અહર્નિશ અગ્નિમાં ઝીલી નીસરેરે, તોયે શ્યામ શરીર ન હોય. સહુકો. ૨૫
એમ અગ્નિ એક સંસારનીરે, ત્રણ લોકને લોપવા જાય;
તેમાં શ્રીજગદીશનાં નામથીરે, મન સંત સમાગમ થાય. સહુકો. ૨૬
તેથી મિત્ર જાણી તમને કહુંરે, પરબ્રહ્મ ભજો દિનરાત;
કોઈ કામ ન આવે અંત કાળમાંરે, વળી માત પિતા કુળ જ્ઞાત. સહુકો. ૨૭
ઋદ્ધિ સિદ્ધિ ને સંપત્તિ સર્વ છેરે, અવનિ ને અખંડિત આથ;
તે પણ આવે નહીં અવસાનમાંરે, પ્રભુ નામ વિના કોઇ સાથ. સહુકો. ૨૮
ધર્મ કરી ધરાપર ખર્ચિયુંરે, તેનું સહસ્રગણું ધન થાય;
તે વળી પામવાને પર લોકમાંરે, અવતાર લેવાને જાય. સહુકો. ૨૯
કોઇ ધ્યાન કરે મનથીરે, ગણે દાતા ને ભોક્તા શ્રીરામ;
મનમાં ભકિત રાખે ભગવાનનીરે, તે તો પામે પૂરણ ધામ. સહુકો. ૩૦
એટલું તમને કહું આજથીરે, સુખ પામવા રાખો આશ;
મુખે નામ નારાયણ ઓચરોરે, થાઓ દીનદયાળના દાસ. સહુકો. ૩૧
પૂર્ણ લગ્ન લગાડી પ્રેમસુરે, મુખ ઓચરો શ્રીઅવિનાશ;
તો દુઃખ દેખશો નહીં અવતારમાંરે, અંત કાળે વૈકુંઠ વાસ. સહુકો. ૩૨
હુંને નારદ મુનિએ આપિયુંરે, એવું જ્ઞાન અનોપમ પર્મ;
વળી પામિયો માતાને પેટથીરે, તેણે ચક્ષુ ટળી ગઇ ચર્મ. સહુકો. ૩૩
એવું સાંભળી સર્વ વિદ્યાર્થીરે, પ્રભુ નામનો લીધો લક્ષ;
દૈત્યનાં વંશનો માર્ગ વિસર્યારે, સહુ વર્ણવે વિષ્ણુ પક્ષ. સહુકો. ૩૪

## પૂર્વછાંયો.

સર્વ સખા વર્ણ કરે, હરિકીર્તન દિન રાત;
અર્ભકે વાધ્યું વચન; તે ન મેલે મુખથી વાત. ૩૫
એ જ સ્વભાવ અર્ભકતણો, જે સુણે તે નિત્ય ગાય;
વાત ન મૂકે વદનથી, તે પંથ વિષે ઘરમાંય. ૩૬

## કડવું ૩૪ મું.—વલણ.

વળતા બોલ્યા તે ઋષિ એણીપેરજી, બાળક બેઠા તે ગુરુને ઘેરજી;
હરિની હરિભક્તપર વાધી મેરજી, સમરે જેને અસુરસું વેરજી. ૧

### ઉથલો.

અસુર સાથે વેર જેને, બાળક ભજે તેનું નામ;
સુણી ગુરુજીને ક્રોધ વાધ્યો, આવિયા તે ઠામ. ૨
પ્રહ્લાદ ઉપર ક્રોધ આણી, ગ્રહ્યો ગુરુજીએ હાથ;
સોંપું પાછો ભૂપને, તું ચાલ મારી સાથ. ૩
એવું કહીને અધ્યારુએ, સહાયો શિષ્યને બાંહે;
તતક્ષણ તેડી આવિયા, રાજમંડપમાંહે. ૪
બોલ્યા ગુરુ ભૂપાળ સાથે, સંભાળ તારો બાળ;
સખા કીધા આપ સરખા, વણસાડી નિશાળ. ૫
પોતે ભણે જે મુખથકી, સહુને ભણાવે તેહ;
જળવાયનહીં એ પુત્ર અમથી, એમ ઠરાવ્યું એહ. ૬
એવું સુણીને અસુર કોપ્યો, બોલિયો બાળક ભણી;
અણખુટે માગે મૃત્યુ, કોણ છે તારો ધણી. ૭
તવ બોલિયોબાળક મુખે, કાં ભૂપ ભૂલો આમ;
મુજને ભય લાગે નહિ, રક્ષા કરે શ્રીરામ. ૮

### રાગ કાફી.

વળતો બાળક મુખસું બોલ્યો, સાંભળ તું ભૂપાળ;
દાનવ કોટી ઉપાય કરે, મારો કદીએ ન આવે કાળ;
મારે તો શ્રીરામની રક્ષા છે, હ્રદેમાં શ્રી રામજી લખ્યા છે. ટેક. ૯
પાવક કુંડમાં નાંખી પ્રજાળો, લીન પામે જ્યાં લોહ;
મારા શરીરને નીર જેવું લાગે, દાઝું જરા ના હોય. મારે. ૧૦
વાસુકી નાગનો લાગ ન લાગો, વાયુ આવ્યો છે વાજ;
નીર ગંભીરમાં હું નવ બૂડયો, ક્રોધ કરો શ્યાને કાજ. મારે. ૧૧
જમ કિંકરનું જોર ન ચાલ્યું, હારી હાટક્યા હાથ;
મેગલ માંથું પછાડી છૂટ્યા, તુ જ દેખતાં દાનવનાથ. મારે. ૧૨

ઑંઢા પર્વત શિખર ચડાવી, દોડાવી નાંખ્યો દૂર;
અંગ મારાને આલ ન આવ્યું, આભથી ભેટે ભૂર. મારે. ૧૩
ખડ્ગ કટારી ને ખંજર ખપવા, મૂક્યો બ્રહ્માંડનો ભાર;
પિંજરમાંહી પ્રવેશ કર્યો નહીં, ધારથી નહીં તરવાર. મારે. ૧૪
મન માને તે પ્રકાર કરો પણ, તોય ન આવે કાળ;
ભક્ત ઉપર જો જક્ત કોપે પણ, વાંકો ન થાયે વાળ. મારે. ૧૫
તાત તમે હુંને મારવા માંડે, મણા ન મૂકી નેટ;
તોય પંડ પ્રતીત ન આવી, હાથ પછાડ્યા જો હેઠ. મારે. ૧૬
શ્રીહરિને સંભારતાં પ્રાણી, દુઃખ ન પામે દેહ;
આ જુગમાં ઉગારીઓ હુંને, પાધરૂ પારખું એહ. મારે. ૧૭
દેખી પેખીને દૈત્ય કાં ભૂલો, જોની વિચારી વાત;
કોડ પ્રકાર કરો મુજ ઉપર, ગાત્ર ન લાગે ઘાટ. મારે. ૧૮
મલ મોટા મને મારી શકે નહીં, તોય ન મૂકો મરોડ;
આંધળાની પેઠે આંખે ન દેખે, કરતાં દીપક કોડ. મારે. ૧૯
નારાયણનું નામ જ લેતાં, લોપી ન શકે લોક;
વિશ્વમાં વિષ્ણુભજન જ કરતાં, ફંદ કરે તે ફોક. મારે. ૨૦
વૃશ્ચિક વ્યાલ બિડાલ ને વાંદર, વાઘ વરાહ ને વૈતાલ;
કોય ન લોપી શકે પ્રભુ ભજતાં, દાનવ ને દિગ્પાલ. મારે. ૨૧
મારૂં કહ્યું માનો પિતાજી, તો હજી ભજો ભગવાન;
કોડ અપરાધ ક્ષમા કરે શ્રીવર, સદા થાયે તુષ્ટમાન. મારે. ૨૨
રામ સાથે શી રીશ પિતાજી, એ છે સુરાસુરધીશ;
જે જેવું કરે તે તેવું પામે, જુજવો નહીં જગદીશ. મારે. ૨૩
શત્રુ ગણે તેને શત્રુ છે શ્રીવર, મિત્ર ગણે તેને મિત્ર;
બંધુ ગણે તેને બંધુ ગદાધર, પિતૃ ગણે તેને પિત્ર્ય. મારે. ૨૪
જગતમાં ભક્તિ વહાલી ભગવાનને, એથી આડો આંક;
સહાય કરે શરણાગતકેરી, શું રાજા શું રાંક. મારે. ૨૫
બ્રહ્મા નારદ ઇંદ્ર ઉપાસન, અન્ય કરી નિત્ય ધાય;
વેદ પુરાણથી પાર ન આવે, મોટો ઘણો મહિમાય. મારે. ૨૬
જો રે પિતા તમે વેર વસાવ્યું, તો પામશો પશ્ચાત્તાપ;
નાથ મારો તમને હાથ દેખાડવા, આવશે આપોઆપ. મારે. ૨૭

જોર કશું જગદીશની સાથે, જોની વિચારી મૂલ;
મોર કરે તેમ કેમ બીયેરે, શિયાળિયાંથી શાર્દૂલ. મારે. ૨૮
એવું સુણીને દાનવ કોપ્યો, વિકાળ કરડે દંત;
સિંહાસનથી આકળો ઉઠ્યો, અર્ભક આણવા અંત. મારે. ૨૯

## પૂર્વછાયો.

સિંહાસનથી ઉઠીઓ, કોપ્યો અસુર અનંત;
ઘોર વદન ગર્જના કરે, બાળકપર બળવંત. ૩૦

## કડવું ૩૫ મું.–વલણ

વળતા બોલ્યા તે મુનિ પુણ્યવંતજી, સાંભળ રાજા તે મહિમા સંતજી;
આણવા અસુર રાયનો અંતજી, રક્ષા કરવા તે શ્રીભગવંતજી. ૧

## ઉથલો.

જેમાં પ્રગટયા શ્રીહરિ, કરુણા કરી તત્કાળ;
હિરણ્યકશિપુ ક્રોધે ભરાણો, નિકટ લીધો બાળ. ૨
સિંહાસનથી શિઘ્રે ધાયો, અડ્ગ લીધું હાથ;
અર્ભક ઉપર ઉગામિયું, દેખાડ વૈકુંઠનાથ. ૩

## રાગ કલ્યાણ.

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ, એમ હોકારે બકોરે બોલે મૂઢમતિ;
હું તો મનમાં ન રાખું કેની બીક રતિ, બાળા દેખાડ દેખા તારો વૈકુંઠપતિ. ૪
હમણાં પ્રહાર કરીને તારા પ્રાણ હરું, ત્યારે હિરણ્યકશિપુ મારું નામ ખરું;
હું તો બ્રહ્માંડમાં ભય કોનો નવ ધરું, બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ. ૫
હું તો વેરીતણે છળે બળે માર્યો નવ મરું, વર બ્રહ્માએ આપ્યા તે અભિમાન ધરું;
તેણે સકળ ભૂવનમાંહે ફુલ્યો ફરું, બાળા૦ ૬
મુને શું કરે તારો રામ રીશ કરી, મારી સન્મુખ ન શકે ધીર ધરી;
ગયો વૈકુંઠથી નાશી મારે ત્રાસે કરી, બાળા૦ ૭
વર બ્રહ્માતણો મિથ્યા કરે કોણ વળી, જેથી પ્રગટી સૃષ્ટિ વિવિધ સઘળી;
મુને સહાય થયો છે તપમારે મળી, બાળા૦ ૮
એવો દિવસ કયો જે દેખું દેવ હરિ, જુદ્ધ કરું તેની સાથે કર ખડ્ગ ધરી;
પહેલો એ મળે તો મેલું બીજી વાત પરી, બાળા૦ ૯

એવું વચન સુણીને બોલ્યો બાળ મુખે, રાજા બળ શાને કરો બેશી રહોની સુખે;
હું તો દુબળો થાઊં છું તમારે દુઃખે, દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી;
બાધી સૃષ્ટિ સુરાસુર એણે થાપી, દાદા દેખાડું શું રામ મારો રહ્યો છે વ્યાપી. ૧૦
મારો પ્રભુજી વસે છે ત્રૈલોક વિષે, એને ન જાણતા આપણથી દૂર રખે;
નથી બ્રહ્માંડ કોઇ મારા નાથ પખે; દાદા૦ ૧૧
એ તો આત્મ સ્વરૂપી સહુ માંહે વસે, જેમ દર્પણ માંહે પ્રતિબિંબ ધસે;
તેમ સઘળે ગોવિંદ અળગો ન ખસે, દાદા૦ ૧૨
ત્યારે બોલિયો અસુર મન ક્રોધ થકે, અલ્યા જાણ્યું અજાણ્યું કેટલું બકે;
એક આ સ્થંભથી ઠાકોર તારો પ્રગટી શકે, બાળા૦ ૧૩
એવું સુણી બાળક કર જોડી કહે, મારા સ્વામીજી મહિમા તો સત્ય લહે;
હુંમાં તુંમાં સ્થંભ ખડ્ગ સહુમાં રહે, દાદા૦ ૧૪
પછી પ્રહ્લાદ સંભારે વૈકુંઠધણી, નિરખી પ્રેમેશું જોયું ત્યાં સ્થંભ ભણી;
માંહે દીઠા નરસિંહ ત્રૈલોકધણી, દાદા૦ ૧૫
દેખી સ્થંભને પ્રહ્લાદે પ્રણામ કર્યો, મન આનંદ આણીને પ્રદક્ષિણા ફર્યો;
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો, બાળા૦ ૧૬
બાથો સ્થંભસું વછુટે ઉઠ્યો ખડ્ગ ધરી, દાઢી મુંછ પછાડી દોડી દોટ દઈ;
ફાટો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રહી, બાળા૦ ૧૭
દીઠો કારમો કેસરી નર પ્રગટ થયો, રૂપ નિહાળી દાનવપતિ દૂર ગયો;
ધરી ઢાલ ખડ્ગ આવી ઉભો રહ્યો, જુઓ પિતાજી પ્રેમે મુજ વૈકુંઠપતિ. ૧૮

## પૂર્વછાંયો.

ઢાલ ખડ્ગ કરમાં ગ્રહી, અસુર ઉન્મત્ત ઉભો થયો;
નરખી શ્રીનરસિંહને, જુદ્ધ કરવા સન્મુખ ગયો. ૧૯
ઉગ્ર રૂપ નરસિંહનું, તે દેખીને દુર્બુદ્ધ;
મનમાં ભય પામે નહીં, ઉન્મત્તે માંડયું જુદ્ધ. ૨૦

## કડવું ૩૬ મું.—વલણ.

વળી વળી બોલ્યા તે મુખ બુદ્ધિવાનજી, સાંભળ રાજા તે હરિજન કાનજી;
જુદ્ધ કરે અસુરસું ભગવાનજી, નિરખે દેવ ગગને ચઢી વિમાનજી. ૧

## ઉથલો.

અસુરસું નરસિંહ રૂપે, જુદ્ધ કરે જગદીશ;
તે કથાનો સુણો મહિમા, રાય માનવધીશ. ૨

## રાગ કલ્યાણ.

જોતાં કડડડ સ્થંભ ફાટ્યો કારમોરે, પ્રભુ પ્રગટ્યા તે નરસિંહ રૂપ;
ભડડડ ભાગા ભડ ભૂપતિરે, છે ભક્તવત્સલ સ્વરૂપ;
રામ દેવસું જગાડ્યું જુદ્ધ દાનવેરે. ૩
ભ્રુકુટી કુટીલ બીહામણીરે, દીસે નયણામાં પાવકની ઝાળ;
નાસિકા ઘોર ઘણો આકરોરે, તેણે ડોલવા લાગ્યા છે દિગ્પાળ. રામ. ૪
ખાવે બગાસાં વિકાશે મુખ વેગસુરે, થાય તેમાં ત્રણ લોક સમાસ;
હોંકારો કરે શ્રીહરિ આકરોરે, ચૌદ ભુવનમાં થાયે તેનો વાસ. રામ. ૫
બેઉ હસ્ત બિરાજે બલ ભર્યારે, જેવા ઝળકે તે લાલ ગુલાલ;
તલપે વિડારે શિશુ દૈત્યનેરે, હુતા હજુરી હજારો ખવાસ. રામ. ૬
અંગ ઉપરે વિકાળ રોમાવળીરે, જંઘે તે કેસરીના જેવા કેશ;
વદન તેજ રવિ કોટીનુંરે, ધર્યો પ્રભુજીએ વિકાળ ઘણો વેશ. રામ. ૮
ધ્રુજે ધરણી ચરણ ધમકારથીરે, ગાજે પરછંડે ગગન બ્રહ્માંડ;
ખળભળે શિખર શૈલ્યનારે, શેષ સળવળે ચળે નવ ખંડ. રામ. ૮
એવું નિહાળી સ્વરૂપ નરસિંહનુંરે, મન બીનો નહીં દાનવ નાથ;
ઢાલ ખડ્ગ કરમાં ગ્રહીરે, જુદ્ધ માંડ્યું મધુસુદનની સાથ. રામ. ૯
ત્યારે ક્રોધ કરી નરકેસરીરે, તાડ્યો તલપે કરીને તત્કાળ;
જોરાવર ઝાલ્યો જીવતોરે, વળી વેગેથી વછૂટે વિકાળ. રામ. ૧૦
નાંખી આયુધ ગગન લગે ઉછળેરે, આવે બીહાવતો દાનવ થઇ ક્રૂર;
વળગે વછૂટે રુડે રામસુરે, ઉઠે તનમાંહે સમાયે નહીં શૂર. રામ. ૧૧
પડે લડથડે વઢે જઈ વાડસુરે, માર્યો મરે નહીં અસુર અકાલ;
ઇંદ્ર બ્રહ્મા આડાં દઈ વાદળારે, જોવા આવ્યા અમર ચારે ચાલ. રામ. ૧૨
દળ વાદળમાં વળે જેમ વીજળીરે,તેમ વિષ્ણુ સાથે દોડી મળે દૈત્ય;
ભારી ભુજ સહસ્રના પ્રહારથીરે, નવ ભાગો આયુધ સહિત. રામ. ૧૩
ઝાલે ઝડપ નાંખીને નરકેસરીરે, વળી વેગેથી વછૂટી વીર જોય;
દેખીને ધ્રુજવા લાગ્યા દેવતારે, મન મુનિ ન ધરી શકે કોય. રામ. ૧૪

જુદ્ધ દારુણ દેખીને વિસ્મય થયારે, ઇંદ્ર બ્રહ્મા વિચારે છે એમ;
નરહરિ આગળ જુદ્ધમાંરે, જાણ્યું રખે રહેતો દાનવ એમ. રામ. ૧૫
થાય ઉંચો નીચો ને ખેબાકળોરે, નવ ઝાલ્યો રહે નરહરિને હાથ;
ક્રીડા કરે અસુરસું શ્રીહરિરે, ભરે સહસ્ર ભુજાતણી બાથ. રામ. ૧૬
નવ જાણે સુર બેમાં કોણ જિતશેરે, એવો અસુર અતુલ બલવંત;
રાજજુદ્ધ જોઇ ને દૈત્ય ને દેવતણુંરે, વળી આંગળી લઇ રહ્યા દંત. રામ. ૧૭
ભોમ ભાર જંજાલે પ્રહારનોરે, ભય પામ્યો ઘણું મન ભુજંગ;
સઘળા ભેળા સપ્ત સિંધુ સામટારે, પડે ખડ તાલે પર્વત શૃંગ. રામ. ૧૮
મલજુદ્ધ પ્રબલને બળે કરીરે, ઘણું શિથિલ થયો શેષ;
ગર્જનાએ ગર્ભ ઘણા ગળ્યારે, જાણ્યું ભૂતળ વાદળ ભેળે એક. રામ. ૧૯
એમ અસુર ને વિષ્ણુ વઢે વાદશુંરે, તેણે સુઇ ન શકે કોઇ શેજ.
તેજ પ્રકાસ્યું નરસિંહનુંરે, તેણે નભમણિ થયા નિસ્તેજ. રામ. ૨૦
એવો દિતિસુત[1] શ્રીહરિસું વઢેરે, જેમ ઉડી પડે પાવક પતંગ;
હારે નહીં હરિતણી હાકથીરે, ત્યારે કોપ્યા વળી પ્રભુ નરસિંહ. રામ. ૨૧
મુખ ડાઢ વધારી વિક્રાળસુંરે, કીધું નરહરિ હાસ અટાટ;
કાયર થયો દેવના ત્રાસથીરે, ત્રાડે દડી પડ્યો દાનવ વેરાટ. રામ. ૨૨
વાગે વદનનો શબ્દ જઇ વ્યોમશુંરે, જેમ ગગનમાં ગડગડે મેઘ;
સાહી લીધો અસુરને અંકમાંરે, જેમ ખગધર વિષધર વેગ. રામ. ૨૩
સંધ્યા સમે ગ્રહી મંડપને દ્વારે, આવી ઊંબરે બેઠા અવિનાશ;
ઉદર ઉખેળે નખે સ્નેહસુંરે, કોઇ ઉભી ન શકે પ્રભુ પાસ. રામ. ૨૪
દૈત્ય ખોળે પડ્યો ખગપતિ દેવનેરે, મન ચંતવે છે મેલી નિઃશ્વાસ;
મારો અંતકાળ આવ્યો ગોપાળથીરે,તેને નિશ્ચે આવ્યો મન વિશ્વાસ. રામ. ૨૫
પહેલાં ઉરપર પ્રવેશ થતો નહીરે, ચક્ર ફરશી ને કઠણ કુલીશ.
નખથી જઠર કીધું જુજવુંરે, તેનો આવ્યો અવસાન સમેધીશ. રામ. ૨૬
પ્રભુ એણીપેર પ્રાજે કરે દૈત્યનેરે, મારી પાપીના કહાડ્યા પ્રાણ;
આંતરડાંની માળા કંઠમાં ધરીરે, બેઠા સિંહાસન ચડીને ચક્રપાણ. રામ ૨૭
કોણ પહોંચે પ્રભુજીની ચતુરાઇનેરે, જેણે સર્વ રચ્યો સંસાર;
બ્રહ્માતણાં વચન ન લોપિયાંરે, તેમ અસુર વિડાર્યો કીરતાર. રામ. ૨૮
વર બ્રહ્માતણા સત્ય કરી પાળિયારે, દુષ્ટ માર્યો સવે વિચારી પ્રદોપ;
પુષ્પવૃષ્ટિ કરે સર્વે દેવતારે, વાજે દંદુભિતણા નિર્ઘોષ. રામ. ૨૯

નિજ ભક્તને દુખ્યા માટે કોપિયારે, પ્રભુ સંહાર્યો છે દાનવ જોદ્ધ;
રીપુ ક્ષય પામ્યા પછે નરસિહનેરે, કેમે ઉતાર્યો ઉતરે નહીં ક્રોધ. રામ. ૩૦
આવ્યા શંકર બ્રહ્મા ને શક્ર દેવતારે, રહ્યા દૂરથકી કરે છે દર્શન;
સર્વ સ્તુતિ માંડી જગદીશનીરે, ગળગળ્યા પ્રભુ કરવા પ્રસંન. રામ. ૩૧

## પૂર્વછાયો.

પ્રભુજીને પ્રસંન કરવા, સ્તુતિ કરે સર્વ દેવ;
કહું નૃપને તેતણો, સાંભળ રાય અવેવ. ૩૨
નરસિંહે નખ દઈ વિડાર્યો, હિરણ્યકશિપુ ભૂપાલ;
અસુર ક્ષય પામ્યા પછી, પ્રભુ ન મૂકે વેશ વિકાળ. ૩૩
ભક્તને જે પરભવ્યો, કોપે ગ્રહ્યા મહારાજ;
અંત આણ્યો અધર્મનો, કર્યું અમરનું કાજ. ૩૪

## ઉથલો.

કર્યું અમરનું કાજ, અસુર સઘળા હરખે ભર્યા;
મન પામ્યા ઉલ્લાસ, શ્રીનરસિંહે નિર્ભય કર્યા. ૩૫

## કડવું ૩૭ મું—વલણ.

વળી વળી બોલ્યો તે બ્રહ્મકુમારજી, સાંભળ રાજા તે યશ કીરતારજી;
સ્તુતિ કરે છે અમર અપારજી. ૧

## ઉથલો.

અમર સ્તુતિ અપાર ભાતે, કરે બેઉ કર જોડ;
રુદ્ર બ્રહ્માદિક અનેક સુરપતિ, વિનવે તેત્રીશ ક્રોડ. ૨

## રાગ ચોપાઈ.

આવ્યા ઇંદ્ર મુનીંદ્ર આનંદ ધરી, કરમણિ મુક્તાફળ પુષ્પ ધરી;
ઉભા સ્તુતિ કરે પરણામ કરી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩
પડે ભ્રુકુટી કનક જેમ ધરણે ઢળી, તેમ પ્રભુને વિનવે છે સુર મંડળી;
કર જોડીને સ્તુતિ કરે છે વળી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૪
સ્વામી દેવ સમસ્તનું દુઃખ ટળ્યું, ઘણા દિવસ પછી ગયું રાજ મળ્યું;
તારા ભક્તનું સમરણ અમને ફળ્યું, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૫
હવે સાધુ સમસ્તની વ્યાધિ ગઇ, સુખે રહેશું તે સ્વર્ગ નિવાસ જઇ;
ત્રણ લોકની કલ્મષ વિનાશ થઇ, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૬

દીઠો ભક્તનો મહિમા અપાર અમે; જેને મારી શક્યો નહીં દુષ્ટ ક્રમે;
વળી સ્થંભ ફોડી પ્રગટ્યા છો તમે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૭
એમ અમર સ્તુતિ કરે દૂર થકે, કોટિ તેજથી નિકટ જઈ ન શકે;
રસના રવિ કોટિ જેવી ઝળકે; પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૮
કર જોડીને આગળ નિઃશંક નમે, હવે દુઃખ અમારું સમસ્ત શમે;
મન પ્રેમ ધરી પ્રભુને પ્રણમે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૯
ઘણા દિવસ લગે દુષ્ટની વેઠ કરી,અંન પૂરું ન પામતા પેટ ભરી;
એની આજ્ઞા પાળતા ત્રાસ ધરી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૦
થાશે જગ્ન જાગાદિક કર્મ હવે, લક્ષ સખા પંચામૃત મંત્ર ચવે;
કરશું તર્પણ નિત્ય ને હોમ હવે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૧
વળી એમ જગદીશની સ્તુતિ કરે, ગુણ ગાએ ગોવિંદના હરખ ઘણે;
છૂટ્યા દુઃખથી પ્રતાપ મુકુંદતણે; પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૨
કહે નરકનાયક હાથ જોડી, સ્તુતિ શું કરે છે મારી મત્ય થોડી;
ગારુડારુઢ છે મારી મત્ય પ્રૌઢી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૩
ભણે વરુણ વખાણ કરે મુખથી, હવે સૃષ્ટિમાં રાજ કરું સુખથી;
મુને રાખિયો દૈત્યતણાં દુઃખથી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૪
કેટલા દિન દુષ્ટનું નીર વહ્યું, નિત્ય કાજ કર્યું જે એણે કહ્યું;
હવે આજથકી ઘણું સુખ થયું, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૫
વળી વાયુ સમસ્ત કરે વિનતિ, અમને ઘણી દુષ્ટની પીડા હતી;
એ નિવારણ પ્રભુ કીધી મતિ, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૬
કર જોડીને જક્ષકુંવર કહે, સ્વામી ઉગ્ર મહિમા તારો કોણ લહે;
સુખ પામે જે સાધક મરણે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૭
અસુરે અમને ઘણું દુઃખ દીધું, ઉપદ્રવ કરી ઘણું દ્રવ્ય લીધું;
પ્રભુ તે સમે કષ્ટ વિનાશ કીધું, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૮
વદે વેદ વેદાંત ગોપાળ ભણી, હવે સહાય કરો એક બાળ તણી;
તમને ન ઘટે એવી રીશ ઘણી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૧૯
ઘણું તીક્ષ્ણ ક્રોધ તમારે થકે, ત્રણ લોકમાં કોપ રહી ન શકે;
રખે શેષ ચળી પૃથ્વી થડકે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૦
કીધો ક્રોધ તમારે તે વાસ્યો ઘટે, જયારે મહા કલ્પાંત સમે પ્રગટે;
ત્યારે વિશ્વની ઉતપાત થાતી મટે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૧

બ્રહ્મા સ્તુતિ કરે છે ભેદ થકી, વેદ રખુ યજુર્ ને શામથકી;
તારા ગુણનો પરિગ્રહ પાર નથી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૨
તમો આજ અલૌકીક રૂપ ધર્યું, મુનિ દેવ સમસ્તનું દુઃખ હર્યું;
ત્રણ લોકમાં તેજ તારૂં પસર્યું, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૩
ઉભા ગાંધર્વ સઘળા ગાન કરે, જંત્ર વાંસળી તુંબરુ હાથ ધરે;
છંદ તાલ મૃદંગે તાન કરે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૪
નાચે કિન્નર કામિની રૂપ કળા, ગુણ વર્ણવે વિષ્ણુતણા સઘળા;
મધુર સ્વરે ગાન કરે અબળા, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૫
બોલે વાણ બંદીજન લોક વળી, અમે જાચતા દૈત્યને સર્વે મળી;
ગયું આજથકી દુઃખ તેનું ટળી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૬
કોઈ રામનું નામ ન લેતું કદા, અમે બોલતા દૈત્યની કીર્તિ સદા;
ભજશું તમને રીપું માર્યો તદા, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૭
એમ દેવના જયનો શબ્દ કહી, કરે વંદના વદન મુનીંદ્ર સહી;
એમ ચરણ કમળભર ઉભા રહી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૮
પ્રભુ દુષ્ટ વિનાશ કર્યો પુરથી, તોય ક્રોધ હરિ ન તજે ઉરથી;
તેનો તાપ ન જાય સહ્યો સુરથી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૨૯
વાપ્યો તીક્ષ્ણ તાપ પ્રતાપ ઘણો, જુગમાં ન સહેવાય નરસિંહતણો;
જાણે લય પામે ત્રૈલોક ઘણો, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૦
તેવે મહાદેવે દેવની આણી દયા, ક્ષણમાં નર શ્યામ સ્વરૂપ થયા;
નૃત્ય કરતાં નરસિંહ પાસે ગયા, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૧
જગદીશે દીઠું જ્યારે રૂપ એવું, એ કારમું કોણ સ્વરૂપ નવું;
એ તો નિપજ્યું કૌતક જોવાતણું, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૨
પછી ઓળખ્યો વિષ્ણુએ વશાત્ર દશા, શિવ શંભુ અલૌકિક વિશ્વ વસ્યા;
મુખ સામું જોઇ નરસિંહ હસ્યા, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૩
જ્યારે હાસ્ય કીધું હરિએ મુખથી, ત્યારે ક્રોધ સમસ્ત શમ્યો તનથી;
મળ્યા નરસિંહ હરિ પ્રસન્ન થઇ, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૪
શિવ ભક્ત પ્રહ્લાદસું હેત આણી, નરસિંહ પ્રત્યે કહી મુખ વાણી;
એની સહાય કરો હવે સંત જાણી, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૫
એવું સાંભળીને ત્રૈલોકનાથે, ધર્યો ભક્ત પ્રહ્લાદને આપ હાથે;
વર માંગ કહી મેલ્યો હસ્ત માથે, પ્રભુ નમો નમો નરસિંહ હરિ. ૩૬

### પૂર્વછાંયો.

માંગ માંગ વર મુખથકી, એમ કહે અવિનાશ;
તવ કર જોડી ભક્તજન, બોલે વચન પ્રકાશ. ૩૭

### કડવું ૩૮ મું.—વલણ.

વળી વળી બોલ્યા તે ઋષિરાજંનજી, સાંભળ રાજા તે એકે મંનજી;
થયું ભક્તનું પ્રફુલ્લિત વદંનજી, બોલ્યો બાળક મધુર વચંનજી. ૧

### ઉથલો.

બાલક બોલે મધુરાં વાયક, સ્તુતિ કરે નરસિંહની;
હાથ જોડી નાથ સન્મુખ, કરે વાત ઉછરંગની. ૨

### રાગ જેજેવંતી.

સ્વામી નમો નમો શ્રી નરસિંહજી, શત્રુનો કીધો છે ભંગજી;
સુરનો રાખ્યો છે રંગજી, ઉગ્ર રૂપ ધારીરે. સ્વામી. ૩
પ્રગટ્યા છો ફોડીને સ્થંભ, દાનવનો ટાળ્યો છે દંભ;
વિજળી જેવો વજ્રરંભ, સેવક ઉગારીરે. સ્વામી. ૪
કહાવો છો દેવના દેવ, અંત તે સ્વયમેવ;
અધમ તાર્યાની ટેવ, છો કરુણાસિંધુરે. સ્વામી. ૫
અહર્નિશ વખાણે વેદ, બ્રહ્મા તે નવ જાણે ભેદ;
અટલ રૂપ છો દેવ, દેવ દીનબંધુરે. સ્વામી. ૬
હૃદે રહેજો મહારાજ, તમ કને માગું છું આજ;
નવધા ભક્તિનું કાજ, દેજો અંતરજામીરે. સ્વામી. ૭
જો મુજને થયા છો તુષ્ટમાન, આપો અભય વરદાન;
એટલું માગું ભગવાન, ચરણ શિશ નામીરે. સ્વામી. ૮
ભૂલો નહી પોતાતણું, ભક્તવત્સલપણું;
મુખે શું વખાણુ ઘણું, સાચું બિર્દ તારુંરે. સ્વામી. ૯
વિનતિ સાંભળજો કરુણ, સર્વદા રાખો શરણ;
નિશ દિન મહારાજને ચરણ, વસે ચિત્ત મારુંરે. સ્વામી. ૧૦
અધક્ષણ નામ તમારું, હૃદેથી ન થાય ન્યારું;
અહર્નિશ મનમાં સંભારું, પ્રભુ વનવાસીરે. સ્વામી. ૧૧
પુરુષોત્તમ પૂર્ણાનંદ, માધવ મહાવર મુકુંદ;
ગૌબ્રાહ્મણપતિ ગોવિંદ, વિશ્વજન દુઃખહર્તારે. સ્વામી. ૧૨

દામોદર સુંદરશ્યામ, વિલસો છો વૈકુંઠધામ;
સહુ કોઇ સમરે નામ, ત્રિભુવન ભર્તારે. સ્વામી. ૧૩
કરતા મંગળ કલ્યાણ, જગજીવન મારા પ્રાણ;
જુગમાં વરતાવો આણ, શ્રીસારંગપાણિરે. સ્વામી. ૧૪
કૃપા કીધી અપાર, સેવકની લીધી સાર;
વિશ્વંભર એણા વાર, મહેર મનમાં આણિરે. સ્વામી. ૧૫
લીધો છે નરહરિ વેષ, રીશ ધરી ઋષિકેશ;
માર્યો છે દાનવરેસ, દેવ દુઃખ ટાળ્યુંરે. સ્વામી. ૧૬
હુવો જગતમાં જયજયકાર, સહાય થયા છો સરજનહાર;
સંતોષ પામ્યો સંસાર, પ્રભુ વેર વાળ્યુંરે. સ્વામી. ૧૭
હમણાં જેવા થયા સહાય, તેવા જ રહેજો સદાય;
એ માગું લાગીને પાય, પ્રભુ તમ પાસેરે. સ્વામી. ૧૮
અહર્નિશ ગોવિંદ ગુણ ગાન, જ્યાં સુધી આવે અવસાન;
ત્યાંસુધી તમારું નામ, હૃદેમાં પ્રકાશેરે. સ્વામી. ૧૯
એવું જાણી કમળાનાથ, ફરી મસ્તક મેલો હાથ;
બોલ્યા છે સેવકની સાથ, સાધુજન જાણીરે. સ્વામી. ૨૦

## પૂર્વછાંયો.

શ્રીમુખહરિ વાણી વદે, સાંભળ ભક્ત સુજાણ;
મારે વૈષ્ણવ જગતમાં, જાણું જીવનપ્રાણ. ૨૧
જે મુજને નિશદિન ભજે, તેને ભજું સદાય;
જેણે મુજને નવ ભજ્યો, તે મેં તજ્યો નવ જાય. ૨૨
પરદ્રોહી પરઘાતકી, અજાણે લીએ મુજ નામ;
એકવાર જો ઓચરે, તો પામે મુજ ધામ. ૨૩

## કડવું ૩૯ મું—વલણ.

વળી વળી બોલ્યા તે મુનિવર નાથજી, હરિજન ઉભો તે જોડી હાથજી;
પ્રભુજી બોલ્યા તે સેવક સાથજી. ૧

## ઉથલો.

સેવક સાથે શ્રીહરિ, બોલ્યા વચન ઉપદેશ;
ભક્ત થાપો અભય કરી, કાપો કઠણ કલેશ. ૨

## રાગ ચોપાઈ.

બોલ્યા નરહરિ મુખ વાત, સાધુ; મેં તો નાશ કર્યો તુજ તાત, સાધુ;
તોએ તુંને ન આવ્યો અભાવ, સાધુ; એવો સુંદર તારો સ્વભાવ, સાધુ. ૩
તારી ધીરજને ધન્ય ધન્ય, સાધુ; તારા પૂર્વ જન્મનું છે પુણ્ય, સાધુ;
તુંને આપું અભે વરદાન, સાધુ; હું તો તું ઉપર થયો તુષ્ટમાન, સાધુ. ૪
તેં તો તાતની વાત ન માની, સાધુ; મારી ભક્તિ ન રાખી છાની, સાધુ;
રાજઋદ્ધિ દેખી નવ રીઝયો, સાધુ; બીનો નહીં દેખી દાનવ ખીજ્યો, સાધુ. ૫
દ્રઢ ભક્તિ કીધી બહુ ભાત, સાધુ; ભય ન ધર્યો અસુરને હાથ, સાધુ;
હવે રાજ અટલ તુંને આપું, સાધુ; ભક્ત પોતાતણો કરી થાપું, સાધુ. ૬
મારા ભક્ત ઘણા હુંને વહાલા, સાધુ; બીજા ઠાઠ કરે તે ઠાલા, સાધુ;
મુખે જપ કરો હરિનામ, સાધુ; તે તો પામે પૂરણ ધામ, સાધુ. ૭
હું તો ભીડ ભક્તની ભાજું, સાધુ; મન ગર્વ કરે તેને ગાંજું, સાધુ;
થાઉં પ્રગટ તે ભક્તને કાજ, સાધુ; એની શીઘ્ર જતી રાખું લાજ, સાધુ. ૮
મારા ભક્તને દેશે દુઃખ, સાધુ; મુને તેનું ન ગમે મૂખ, સાધુ;
હુંપર ભક્ત આણે પ્રેમ, સાધુ; તેને હું રાખું છું ક્ષેમ, સાધુ. ૯
તેને આપું પદારથ ચાર, સાધુ; તેનો વેદ વદે છે વિસ્તાર, સાધુ;
જેને ભાવ જેવો મનમાંહે, સાધુ; તેને તેવી પ્રાપ્તિ થાયે, સાધુ. ૧૦
જેવું વાવે ખેતરમાં બીજ, સાધુ; તેવું નીપજે નીરખતાં સિદ્ધ, સાધુ;
જેણે મુજને આપ અરપ્યું, સાધુ; તેને મેં પણ સરવ સમર્પ્યું, સાધુ. ૧૧
મુજ આગળ જેવું કામે, સાધુ; સંસારમાં તેવું પામે, સાધુ;
મારા ભજનતણો રસ પીધો, સાધુ; મુને જગતમાં વશ કરી લીધો, સાધુ. ૧૨
જે કોઈ પૂજન મારું કરશે, સાધુ; સુખ પોતાનું પોતે ભરશે, સાધુ;
પહેલું સ્નાન કરે જે આપે, સાધુ; પછે મુજને તે સન્મુખ થાપે, સાધુ. ૧૩
મુને ચંદન ગંધ ચડાવે, સાધુ; તેનો પ્રેમલ પોતાને આવે, સાધુ;
જેવું નૈવેદ્ય કરે મુને નિત્ય, સાધુ; તેવું પોતે પામે દિન પ્રત્ય, સાધુ. ૧૪
મારું ગાન કરી ગુણ ગાય, સાધુ; તેને અંતરે આનંદ થાય, સાધુ;
હું તો પૂજાની ઇચ્છા ન રાખું, સાધુ; પ્રેમ દેખું ત્યાં દર્શન આપું, સાધુ. ૧૫
હું તો પૂરણ છું સર્વે ભાત, સાધુ; મારે ન્યૂન નહીં કોઈ વાત, સાધુ;
તન દીલમાં અરધ નિહાળું, સાધુ; કશું અર્ક આગળ અજવાળું, સાધુ. ૧૬
જેમ પૃથ્વીમાં બીજ વિરાજે, સાધુ; તે પણ નાંખે પોતાને કાજે, સાધુ;
ધરી આપ ઇચ્છા ન ધરાવે, સાધુ; સહુ સ્વારથે બીજ વાવે, સાધુ. ૧૭

તેમ ભક્તને અનોપમ ચારે, સાધુ; પણ પોતાનો અર્થ સમારે, સાધુ;
હું તો પ્રગટાવે પ્રગટું પાસે, સાધુ; જેમ બહુ વિધ વહ્નિ પ્રકાશે, સાધુ. ૧૮
અગ્નિ નિકટ રહે શીતટાળે, સાધુ; જાયે બળ કરવા તેને બાળે, સાધુ;
એહેવો મારોસ્વભાવતું જાણે, સાધુ; વળી સત્ય કરીને પ્રમાણે, સાધુ. ૧૯
મારે સરખું સહુ સાથ, સાધુ; મિત્ર શત્રુ થાય છે હાથ, સાધુ;
જેવું જોતાં તે જંત્ર અરીશે, સાધુ; રંગ સરખું પ્રતિબિંબ દીસે, સાધુ. ૨૦
તેમ જ મુજ સાથે મન જેવું, સાધુ; તે પ્રમાણે ફળ પામે તેવું, સાધુ;
રજ સૂરજપર કોય નાંખે, સાધુ; પાછી આવી પડે નીજ આંખે, સાધુ. ૨૧
ભક્ત ઇચ્છે તે ફળ ઝટ પામે, સાધુ; જે વચન મારું પ્રમાણે, સાધુ;
તેમ હું પણ છઉં ફલદાતા, સાધુ; તે તો માનજે વચન વિધાતા, સાધુ. ૨૨

## પૂર્વછાયો.

વચન વિધાતાતણાં, જે કર્યાં શ્રીજગદીશ;
સાહે થયા છે સંતને, માધવે મેલી રીશ. ૨૩
કેશવે કમળા તેડિયાં, વિશ્વજનેતા એહ;
રાજ્યાભિષેક કરે ત્યાં, શિર મોતી વરસે મેહ. ૨૪
સિંહાસન બેસાડિયો, છાયો રાજકુમાર;
સુર સઘળા સંતોખિયા, વરત્યો તે જેજેકાર. ૨૫

## કડવું ૪૦ મું–વલણ.

વળી વળી બોલ્યા તે મુનિ મહાજંનજી, સાંભળ રાજા ભાવ અનંતજી;
પ્રભુએ સંતોખ્યા સુર સંતજી, થયા સેવકને પ્રભુ પ્રસંનજી. ૧

## ઉથલો.

સેવકને પ્રભુપ્રસન્ન થયા, આપ્યું અનોપમ રાજ;
નારાયણ નરહરિ હુવા, તે અસુર હરવા કાજ. ૨

## રાગ ધનાશ્રીની દેશી.

નારાયણ નરસિંહ સ્વરૂપે, પ્રગટ્યા વચન વિપ્રને મારેજી;
હિરણ્યકશ્યપ દાનવને મારી, પ્રહ્લાદ બેસાડ્યો પાટેજી. ૩
આપ્યું રાજ અખિલ અવનીનું, કોએ ન શકે કોપીજી;
હરિજન સહુને સંતોખીને, લાજ લગારે ન લોપીજી. ૪
વૈષ્ણવ ધર્મ વાધ્યો ઘણું જુગમાં, આણ અનંતની વરતીજી;
ત્રિલોક જાગી ગાય હરિ જશ, કીરતન હરિનું કરતીજી. ૫

ઘેર ઘેર હરિ મંદીર ગુણ સુંદર, માંહે દામોદર દેવજી;
ઓચ્છવ વરત આનંદ અહરનિશ, કરે પ્રભુજીની સેવજી. ૬
જગન જાપ જગ તપ ઋષિ સાધે, અંતે કરે નિત્ય કરમજી;
અવની સ્વસ્થ અનંત આરાધે, વાધ્યો ધરાપર ધરમજી. ૭
અવની કામદુધા ઘેર દૂઝે, વ્યોમથી વરસે ક્ષીરજી;
દિન વરસાત મેઘ નવ સૂકે, માગ્યાં તે મૂકે નીરજી. ૮
સુરજ અનંત તપે નહીં સધળે, સિંચે સુધા બહુ સોમજી;
ભાર અઢાર ફુલી વનસ્પતિ, ભાર ન ઝીલે ભોમજી. ૯
નદી નવાણું વિમલ જળ વાયુ, સાગર પામ્યો શાંતિજી;
પાવક ચંદ્ર રવિ ઊડગણની, ઓપે અનોપમ કાંતિજી. ૧૦
એણીપેરે સ્વસ્થ થયું સચરાચર, અદ્ભુત આનંદ પામ્યાજી;
દેવ સમસ્ત વસ્યા નીજ સ્થાનક, દૈતતણાં દુઃખ વામ્યાજી. ૧૧
ભાગ્યો ભય અસૂર લોક સરવનો, પ્રભુ તણે પરતાપેજી;
ભક્ત ઉગાર્યા અસૂર સંઘાર્યા, અવિચલ નરહરિ આપેજી. ૧૨
હિરણકશિપને હિરણ્યાક્ષ, એણીપેરે વિષ્ણુએ સંઘાર્યાજી;
પુનરપિ રાવણ કુંભકરણ થઈ, પૃથ્વીમાંહે પધાર્યાજી. ૧૩
તેણે નવ ખટ માસ તપ સાધી, ઇશ્વિરને ઉપાસીજી;
ચોકડી ચૌદનું રાજ લઇને, લંકા કનકપુરી વાસીજી. ૧૪
ગરવ કર્યો તેણે ત્રણ ભુવનમાં, સુરપતિને દંડ દીધોજી;
તેનો મદ હરવા શ્રી રામે, રઘુકુલ અવતાર લીધોજી. ૧૫
જેને દશ મસ્તક વિશ ભુજા, બળવંત એથી બીતાજી;
જેણે રામશું રાઢ લગાડી, ગ્રહી ગયો માત સીતાજી. ૧૬
ત્યારે પ્રભુજીએ જળમાં શલ્યા તારી, હનુમંતે લંકા પ્રજાળીજી;
રાવણનાં દશ મસ્તક છેદી, જનકતનયા વાળીજી. ૧૭
ત્યારપછી હુવા પરજુગમાં, અંત આરંભ કળીકાળજી;
એ બેહુ દાનવ ફરી અવતર્યા, દંતવક્ત્ર શિશુપાલજી. ૧૮
પરિગ્રહ જય વિજયકેરા, સેવક ઋષિને શાપેજી;
અવતાર ત્રણે થયા જુગમાંહે, સંત પિતા સંતાપેજી. ૧૯
આદ્ય પ્રભુની ઇચ્છા હતી, જુદ્ધ કરવાને કાજેજી;
તે માટે પારસદને પાડી, પ્રગટ થયા મહારાજજી. ૨૦

શાપ દીધો મુનિવરે તેને, અવતરવું પડ્યું સાથજી;
પેલા ભક્ત પ્રહ્લાદ થયા તે, સનક ઋષિ સાક્ષાતજી. ૨૧
રાવણ બાંધવ ભક્ત વિભીષણ, તે પણ ઋષિ અવતારજી;
દ્વાપરમાં શિશુપાલની સન્મુખ, ભીમક સનતકુમારજી. ૨૨
કમળાજીએ કીધો ક્રોધ લગારક, વસ્યો સેવકનો વંકજી;
તેણે અધમ અવતાર ધર્યો તે, જાનકી લઇ ગયો લંકજી. ૨૩
ફરી થયો શિશુપાલ પ્રબળ નર, કીધું તે કમળાનું કોડજી;
શ્રી કૃષ્ણજીએ તેનો ગર્વ ઉતાર્યો, રુક્મિણી સખા રણછોડજી. ૨૪
તે માટે તારી સન્મુખ રાજા, શ્રીવરે માર્યો શિશુપાલજી;
ત્રણ જન્મ થયા પોળિયાને, મોક્ષ આપ્યો ગોપાલજી. ૨૫
અધમ ઓધાર્યા દેવ ઉગાર્યા, સાર્યા તે સર્વના અર્થજી;
ભગતવચ્છલ પ્રભુ નવ ભૂલે, સરવથા સમર્થજી. ૨૬
પૂરણ ભગત પ્રહ્લાદ પ્રભુનો, ભક્તિ કીધી રુડી રીતજી;
પિતાએ પ્રભવ્યો ભલી ભાતે, તોએ ન મૂકી પ્રીતજી. ૨૭
ક્ષણું રાચે નાચે નીજ લઇને, ક્ષણું જાચે જગદીશજી;
ક્ષણું એક રહે ક્ષણ એક બેસે, મન પ્રેમથી રાખે પિતાજી. ૨૮
શીખે ગાયે ને સાંભળે કોઇ, નરસિંહનાં ચરિત્રજી;
પૂરણ ભક્તિ કરે પ્રભુની, થાય તે પુણ્ય પવિત્રજી. ૨૯
પરમેશ્વર પોતાના જાણી, એ મુજને વિશ્વાસજી;
બેહુ કર જોડી એણીપેરે બોલ્યા, કવિ તે કાળીદાસજી. ૩૦
મોટો મહિમા હરિજનકેરો, જગત સુરાસુર જાણેજી;
સંક્ષેપે કહે સ્મરણ માત્રે, બોલ્યા તે બુદ્ધ પ્રમાણેજી. ૩૧
સુજે પાતિક પ્રલે થાયે, ગુણ ગોવિંદના ગાતાંજી;
ઘેર બેઠાં જન જે પુણ્ય પામે, તે પુણ્ય તીરથ જાતાંજી. ૩૨

## પૂર્વછાંયો.

તે પુણ્ય તીર્થો દઢ જાય, કરે માર્જન સ્નાન;
તે પુણ્ય ઘેર બેઠાં મળે, ભજતાં શ્રીભગવાન. ૩૩
પ્રયાગ માંહે માધ નાહે, કોટી કલંક જાય;
તે પુણ્ય તોળતાં હરિ, નામ તુલ્ય નવ થાય. ૩૪

ગયા શ્રાદ્ધ પ્રભાસ પ્રાચી, પીત્રને પિંડદાન;
તેણે ગતિ થાય પ્રેતની, હરિ જપે મહા પુણ્યદાન. ૩૫
જેણે સમર્યા શ્રીહરિ, ભાવ રાખી મંન;
તેના પૂર્વજ મોક્ષ પામે, પહોંચે સ્વર્ગ ભુવંન. ૩૬
કોટી સુરભિ ગ્રહણ સમે, આપે કાશીમાંહે;
દશ સહસ્ર સુખ મેરુ કનકના, તે પુણ્ય નવ થાયે. ૩૭
પાપ નાશે પૂર્વ કૃત્યનાં, બ્રહ્મહત્યાદિક જેહ;
આ ભવમાં નવ લાગે પરાભવ, ભક્ત દુર્લભ દેહ. ૩૮
જેણે હરિ નવ ભજ્યા, તેના ભુવનમોઝાર;
ચિંતામણિ જે કર વિષે, તે નાંખિયું નીર અપાર. ૩૯
મંદમતિ ગોવિંદને મેલી, કાં મેલી કામને કાજ;
છલ વછલ નીશ દીન કરે, વઢતો ન આવે વાજ. ૪૦
જગદીશની ઇચ્છા ન જાણે, આણે મન અભિમાન;
વિષયીને મન ભોગ વહાલા, ભક્તને ભગવાન. ૪૧

## ઉથલો.

ભક્તને ભગવાનરે, મનમાં વહાલા છે સદા;
મોહ માયા લોભ મેલી, રામ સમરો સર્વદા. ૪૨
સંત દેખી કનક કામિની, હરખ હારે ઉરનો;
વ્યાલને જેમ વિષ લાગે, મધુર શબ્દ મયૂરનો. ૪૩
જેણે ચાખ્યો રામરસ, તેને અવર રસ અળખામણો;
સરસ મણિધર નિશા કરે, ધંધો ક્ષુમ્રવાદીતણો. ૪૪
સંસારમાં આ સંતના, મનમાં વસે વિષ પાન;
જ્વર ચડે ત્યારે ઝેર લાગે, મનુષ્યને મિષ્ટાન્ન. ૪૫
તેવી ભક્તિ પ્રહ્લાદજીની, સંસારકેરું સુખ;
રાજનું કારજ કરે, પણ રામ સમરે મુખ. ૪૬
તે માટે હરિભજન કરતાં, તજો આળસ મંન;
મનુષ્ય દેહે તુજને મળી, કરો સર્વ સાધંન. ૪૭
પ્રહ્લાદ નારદ પરાશર, પુંડરીક ને વેદ વ્યાસ;
સનક અંબરીષ નારદાદિક ને, ભીમક પ્રભુના દાસ. ૪૮

રાય રુકમાંગદ ને વિભીષણ, વળી ધનંજય ભક્ત;
પ્રગટ થયા પૃથવી વિષે, જાણે સુરાસુર જગ્ત. ૪૯
હનુમાન દ્રૌપદી યુધિષ્ટિર, સુદામાદિક સંત;
તે નવ મેલે મુખથકી, મહીમા ઘણો ભગવંત. ૫૦
ભક્ત પ્રભુના કળિ વિષે, થયા તે માનવદેહ;
દેવને દુરલભ થયા, વૈકુંઠ પહોંતા તેહ. ૫૧
ભજન કરતાં જનતણી, જગદીશ ઝાલે બાંહે;
ઇંદ્રનો અધિકાર આપે, કોમળ મહેલોમાંહે. ૫૨
તે માટે પ્રહ્લાદના, આખ્યાનનો અભ્યાસ;
પ્રાકૃત વાણી મન જાણી, કર્યો કાળિદાસ. ૫૩
સંવત સંખ્યા પુરાણે, શૃંગાર ઉપર એક;
ચૈત્ર સુદ એકાદશી, થયો ગ્રંથ વિષ્ણુવિવેક. ૫૪
સ્નેહે ગાય ને સાંભળે, પ્રહ્લાદનું આખ્યાન;
થાય જેજેકારરે, તેની સાર લે ભગવાન. ૫૫
બેહુ કર જોડી કહે કવિ, મંદમતિ કાળિદાસ;
પ્રહ્લાદની સુણતાં કથા, પહોંચે તે મનની આશ. ૫૬

## ઉથલો.

પોંચે મનની આશરે, પ્રહ્લાદને નામે કરી;
સર્વ શ્રોતાજન સુણો, એકવાર બોલો જેજે હરી. ૫૭

---

**પ્રહ્લાદાખ્યાન સંપૂર્ણ.**

---

કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખનિ આગળ રહોરે બાળ, ઘેર બેઠા ભજિયે ગોપાળ. જેજે. ૧૪
**ધ્રુવ**–ઘેર ગોપાળ ન પામિયે, મનમાં મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ; તપ કરતાં મળશે મહારાજ;
વનમાં જૈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ. જેજે. ૧૫
**સુરતિ**–આશિષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતનિ–કંઠે; કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટી કેશવ પુરુષોત્તમ પાય, એવી આશિષ દે છે માય. જેજે ૧૬
માને આંસૂ આવ્યાં ત્યારે, થંભિને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળિ, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી. જેજે. ૧૭
**કવિ**–ફેરા ફરિયો માતાનેરે; ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માંગીને સંચરયો, વંદીને શુભ શકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસિણી બેડું ભરિ જાય;
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્ર જ મળ્યા. જેજે. ૧૮
મળ્યાં શુકન સઉ હર્ખનાં, ધ્રુવજી નિકળ્યા નગર બહાર;
આગળ જાતાં ધ્રુવજીનેરે, મળિયા બ્રહ્મકુમાર;
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા, હરિગુણ ગાતા વેણ સુવાતા;
કરજોડી કહે છે ભુપતન, ક્ષમા કરો તમે નારદ મુન્ય. જેજે. ૧૯
**નારદ**–નારદ કહે શીદ જાઓ છો, શું છે તમારે કામ;
કોણ તમારાં માતપિતા, શું છે તમારું નામ;
**ધ્રુવ**–મારું નામ છે ધ્રુવ નિર્ધાર, મારા પિતાની બે છે નાર;
રાવ રાણા બેઠા સઉ રંગ, ઉત્તમને તેડ્યો ઉછંગ. જેજે. ૨૦
ઊછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાની ખોલી;
દૃષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપર મા એમ બોલિ;
અપર કહે અભાગિણીકેરા, જો સુખ વાંછો વન જાઓ વેલા;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવિશ નેટ. જેજે. ૨૧

નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન;
સભા સઘળી દેખતાં, મને કહ્યાં કઠણ વચંન;
કઠણ વચન તે કેમ વિસરે, લોઢા સમ હોય તો નીસરે;
ખડ્ગતણો તો સહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય. જેજે. ૨૨

**નારદ**–જારે ઘેલા અત્યારથી, તે તું એવડો શો ધરે કાળ;
માન કુમાન શું તારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને મા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલ્લોલ;
અપર માનાં એવાં હેત, વિસારીને વાળો ચેત. જેજે. ૨૩

**ધ્રુવ**–ચિત્ત તે કઇપેર વાળિયે મને, બોલાવ્યો નહીં બાપ;
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઊકળું છું તે તાપ;

**નારદ**–તાપ કુંવર નહીં આણિએ રતી, સુખદુઃખનું કોઈ સરિગત નથી;
હરિયે નિર્મ્યું તેમ જ હોય, કર્યાં કરમ છોડાવે નહિ કોય. જેજે. ૨૪
કો કાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરો હર્ખ ને શોક;
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોષ;
સંતોષિ કુંવર ઘેર પધારો, અપર માના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ. જેજે. ૨૫

**ધ્રુવ**–સભાંમાં શું દેખાડિયે, સૌકોમાં વળિ નાક;
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજિશ બહુબળે. જેજે. ૨૬

**નારદ**–બળ કીધે હરિ નહિ મળે, માનો મારું વચંન;
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન;
દર્શન તમને કેમ આપશે, વન જઇને વિમાસણ થશે;
વાઘ વરુ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રુજશે. જેજે. ૨૭
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ;
ભૂખ તરશ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;

**ધ્રુવ**–જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ;
મેરુ ચળે પણ હું ચળું નહીં, ઋષિજી તમ પરતાપે સહી. જેજે. ૨૮

**નારદ**–ઋષિ કહે તું નિસર્યો ત્યારે, જાને મધુવનમાંય;
જમનાજીમાં નાહિને તું, તપ આદરજે ત્યાંય;

ત્યાં જઇ કરજે અલ્પાશંન, જળ પત્ર ને ફળ પ્રાશંન;
વળિ તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનશ્યામ. જેજે. ૨૯
શ્યામને શિશ મુગટ છે-કાને, કુંડળ મકરાકાર;
કોટે કૌસ્તુભ કટિમેખલા, પાય નેપુર ઝણુકાર;
પાય પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ. જેજે. ૩૦
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠનાથ;
કવિ—આશિર્વાદ દેઇ દાસને, મસ્તક મુક્યો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણ, આજ્ઞા માંગી વિચર્યો અરણ;
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા રાયને ગામ. જેજે. ૩૧
મુનિ આવ્યા મહારાજને જોવા, રાયતણું સુખ મન;
માન દિધાં બ્રહ્મપુત્રને, વળિ આપ્યાં આસંન;
આપ્યાં આસંન બેઠા ઋષિ, આશા ઉત્તમ તાતને વસી;
રાજા—આ શાંરે ઋષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ. જેજે. ૩૨
આજ સભામાં ઋષિજી મારે, ઉત્તમ ખોળામાંય;
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં નવ બોલાવ્યો;
સ્રીને વશંશે વિસર્યું બાળ, અપર માયે દીધી ગાળ. જેજે. ૩૩
ઋષિ એ વચને નીસરિયોરે, વીરો ગયો છે વંન;
વનમાં વાઘ વરુ હશે તેને, દેખી ધ્રુજશે તંન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં માલતો લાડે;
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર. જેજે. ૩૪
કોમળ પટકુળ પહેરતો કેમ, ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો;
કાંટામાં તેમ સૂરો બાળ, એની શય્યા અહિં છે સાર. જેજે. ૩૫
સારા અન્ન આરોગતો તે, ફળપત્રો કેમ ખાશે?
પાણી પીતો પળે પળે તે, જળવિણ કેમ રહેવાશે?
તેનિ વતી રહેવાશે કેમ? તેહ વિના હું દાઝું એમ;
સૂધ વિનાનો થયો શરીર, વિસરતો નથિ તેહ જ વીર. જેજે. ૩૬

વળિ વીરો અહિંયાં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડિ માગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલું કાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ. જેજે. ૩૭

શું કરિયે વડિ સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઇ ઠામ;
શું કરિયે આ રાજ અને શું, કરિયે ધન ને ધામ;
ધન ગયું અમારે આજ, પુત્ર વિના સૌ સૂનો સાજ;
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મારા પ્રાણ જશે રે ઝખી. જેજે. ૩૮.

**નારદ**—ઋષિ કહે તમે મા રુવો, મને મળ્યો હતો તે બાળ;
આશિર્વાદ દેઇ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે;
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહિને વળિયા ઋખ. જેજે. ૩૯

**કવિ**—ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યાં વનમોઝાર;
મધુવન પોંચ્યો પ્રેમથિ કીધો, ત્યાં જઇ મન વિચાર;
ત્યાં જઇ માસ કિધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પ્રાસ;
ત્રીજે માસ છઠે દિન એમ, ચોથે માસે જળના નેમ. જેજે. ૪૦

નેમ ધરીને નેહથકિ ભજે, ઇશ્વિર અશરણશરણ;
પાંચમે પ્રાણ જ રુંધિયા ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યાં,દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા;
એમ કરતાં વિત્યા ખટ માસ,હૃદિયામાં ઓળખ્યા અવિનાશ. જેજે. ૪૧

અવિનાશીને ઓળખિયારે, એમ ઉભો રાજન;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલિયું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરિ વૈકુંઠે ગયા;
જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય. જેજે. ૪૨

**દેવતા**—કાયા કષ્ટી વશ રાખવી એ, ઇંદ્રી મન અચેત;
અચરત એ તો અતી ઘણું એમ, બોલ્યા અમર ધરિ હેત;
અમર કહે અમને બિક લાગી, રખે લિયે ઇંદ્રાસન માગી;
**વિષ્ણુ**—વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી. જેજે. ૪૩

નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યાં ચિત્તે મારાં ક્ષણું, અળગો ન મુજથી એહ;

મૂજથકી અળગો નહિ એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે એ મારું, કહોનિ એને કેમ વિસારું. જેજે. ૪૪
વીસાર્યો વિસરે નહિ એને, આપિશ અવિચળ અર્થ;
નામ નહીં લે તે તમતણું, કાંય બિહોછો વ્યર્થ;
કવિ–ઇંદ્રતણી આસવાસના કરી, સુરથાનક મોકલિયા ફરી;
ગરુડે ચડી ચાલ્યા શ્રીહરી, વનમાં આવ્યા વેગે કરી. જેજે. ૪૫
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નીહાળીનેરે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમે કરિ પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મલ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કરજોડી દાસ. જેજે. ૪૬
ધ્રુવ–દાસ દયાળને વિનવો તમો, સર્વ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારી, અકળ તમારું સ્વરૂપ;
સ્વરૂપ નામ તમારું જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણીમાત્ર કરે પ્રણામ. જેજે. ૪૭
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગ પાણી હોય;
અદ્‌ભુત શકિત આપની તારો, પાર ન જાણે કોય
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામિશ તારો પાર;
એવું સુણિ હરખ્યા નરહર, કુંવર કંઇએક માગ્ય તું વર. જેજે. ૪૮
વર કેમ માગું વિઠલા હું તો, કરિશ તમારી સેવા;
વિષયભોગ સંસાર છે એ તો, સુપનાનાં સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની ધરવી શી માયા;
માયામાં ન મને મોકલો, વાહીને ન કરો વેગળો. જેજે. ૪૯
વિષ્ણુ–વેગળો વીરા ક્ષણું ન કરું વળિ, તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારિ ન રહે લાજ;
લોક કહે રઝળીને મુવો, સ્વજનોમાંથી પડ્યો જુજવો. જેજે. ૫૦
પડ્યો સ્વજનથી જુજવો ત્યારે, સુરતિને દુઃખ થાય;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુવે છે માય;
માને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથિ જૈને સૌને સુખ આપો;
મારી આજ્ઞા પાળજ, છત્રિશ હજાર વર્ષ ભોગવ રાજ. જેજે. ૫૧

રાજ ભોગવી તું આવજે તને, મોકલીશ એક વિમાન;
તેમાં બેશી તું આવજે તારું, થશે જગતમાં જાણ;
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય;
કવિ–આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાહ્યું બાળ. જેજે. ૫૨
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મંન વિચાર;
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરિ તજીને માયા લાવ્યો;
આગળ ઋષિજી કહેતા એમ, તમને ત્રિકમ મળશે કેમ. જેજે. ૫૩
મુજને ત્રિકમજી મળ્યા મેં તો, જાવા દીધા ફોક;
ફરી જઇશું સંસારમાં મને, હસશે દુરીજન લોક;
લોક કહેશે એને બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી;
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરિને આવ્યો. જેજે. ૫૪
લોકો–હરિ દર્શન કરિને આવ્યોરે, રાય તમારો તંન;
રાજા–હું દુઃખિયાને શું હસોછોરે, તમે તે સર્વે જંન;
દુઃખિયાને હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા;
વને ગયાને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ. જેજે. ૫૫
કવિ–ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મૂન;
નારદ–હરિ દરશન કરિને આવ્યોરે, રાય તમારો તન;
રાય તમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટ્યો છે દીવો;
કવિ–વચન સુણી રીઝયા નરપતિ, વળતિ વધામણી આપી અતી. જેજે. ૫૬
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર;
રથે બેસિને સાંચરિયા, ને સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી;
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે. જેજે. ૫૭
ધ્રુવ–પ્રથમ પ્રણામ અપર માને, તેં ભેટાડ્યા શ્રીપત્ય;
સુમતિ–વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય કહી, આપણી આશા પૂરણ થઇ;
સુરતિ–વીરા હું જોતી હુતિ વાટ, તેં મારો ટાળ્યો ઉચ્ચાટ. જેજે. ૫૮
કવિ–ઉચ્ચાટ મનનો ટાળ્યો કુંવર, તેડ્યો આનંદ ભેર;
હેતનાં આંસું આવ્યાં ત્યારે, દુધની ચાલી સેર;
સેર ચાલિ તે કુંવરે પીધી, માતાએ ઘણિ આશિષ દીધી;
સુરતિ–ઘણાં વર્ષ જીવોરે તંન, તમે કર્યાં છે કુળ પાવંન. જેજે. ૫૯

પાવન કર્યાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ;
કવિ–રામ ભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા;
બન્ને ભાઇની પોતી રળી, હેતનાં આંસું આવ્યાં વળી. જેજે. ૬૦
વળિ રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ,
અક્ષત અંકુર કુમકુમ ને જળ, ભરી ચડાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખિયા જ, ધ્રુવને અવિચળ હોજો રાજ;
ઢોલ દદામા ભેરી નાદ, ધ્રુવ પધાર્યાં નિજ પ્રાસાદ. જેજે. ૬૧
પ્રાસાદમાંહિ પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ;
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢિ વિવાહની વાત;
વિવાહ કિધો અહલ્યા સાથે, પ્રેમે કરિ પરણાવ્યા નાથે;
ઇંદ્રનિ કુંવરીને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર. જેજે. ૬૨
નારી સાથે રંગ રમે, સુખમાં કાઢે દન;
રાજાયે વળિ તેને આપ્યું, પોતાનું આસંન;
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિર્ધાર, વરતાવે વર્ણાશ્રમ ચાર. જેજે. ૬૩
વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સૂજાણ;
ધ્રુવ–આપ આપના ધર્મ પાળિયે, જે લખ્યું હોય ગીર્વાણ;
ગિર્વાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુધ બાધવાં ક્ષત્રી ધર્મ;
વૈશ્યને કરવા ખેતિ વેપાર, શૂદ્રને સેવાનો અધિકાર. જેજે. ૬૪
સેવા તે સઘળી વરણને, હરિ ભજોને નિત્ય;
વરણ ધર્મ સૌ પાળિયે સાચું, બોલિયે તે શુભ રીત;
સાચું બોલિ સંતોષ વાળિયે, મોહ માયા મત્સર ટાળિયે;
ન કરો કૂડ કપટ અન્યાય, એટલિ શિખામણ દેછે રાય. જેજે. ૬૫
કવિ–છત્રિશ હજાર વર્ષ વહિ ગયાં ત્યારે, આવ્યું વિમાન પાસ;
વૈમાને બેસીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઇ, અવિચળ પદ તો પામ્યા તહીં;
જે ગાય ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન. જેજે. ૬૬

---

**ધ્રુવાખ્યાન સંપૂર્ણ.**

---

# મુક્તાનંદ.

સ્વામીનારાયણ પંથના આ કવિનાં વૈરાગ્યનાં પદ બહુ ઉત્તમ છે.

## ઉદ્ધવગીતા.

### દોહરા.

શ્રી રાધાવર રસિક પ્રભુ, કૃષ્ણદેવ સુખકંદ;
વિઘ્નવિનાશક કષ્ટહર, વંદું સદા જગવંદ.
શ્રી ગોપીપતિ ચરણરજ, વંદું વારંવાર;
ઉદ્ધવગીતા આદરૂં, હરિજનનો શણગાર.
અક્ષરપર આનંદઘન, પુરુષોત્તમ પ્રભુ જેહ;
નિજ જનને સુખ આપવા, વ્રજમાં પ્રકટ્યા તેહ.

### કડવું ૧ લું.—રાગ ધોળ.

વાસુદેવ જગતગુરુ જેહરે, થયા કૃષ્ણસ્વરુપે તેહરે;
જેને નિગમ નેતિ કરી ગાવેરે, જેના ગુણનો તે પાર ન આવેરે.
કીધાં વ્રજમાં ચરિત્ર અપારરે, ગાતાં ભવજળ પામિયે પારરે;
રમ્યા વ્રજવનિતાને સંગરે, કીધો ગર્વરહીત અનંગરે.
પછે મથુરા પધાર્યા મોરારીરે, તેને વિરહે દુઃખી વ્રજનારીરે;
જાણ્યું તે દુઃખ શ્રીબળવીરરે; તેડ્યા ઓધવ પરમ સુધીરરે.
જાદવ મધ્યે જે શ્રેષ્ઠ કેવાયરે, વહાલા હરિને તે વર્ણ્યા ન જાયરે;
બુદ્ધિમાન ને મહાત્મા તમ જેહરે, શિષ્ય દેવગુરના છે તેહરે.
એવું જાણીને અંતરજામીરે, કર સાહી કહે બહુ નામીરે;
તમે એકાંતિક જન મારારે, એક નિમેષ ન મેલું ન્યારારે.

તો કામ પડ્યું તમ જેવુંરે, જાવું પડશે જરૂર છે એવુંરે;
જાઓ ઓધવજી તમે આપરે, ટાળો માતાપિતાનો સંતાપરે.
માતા જશોમતિ ને નંદરાયરે, સુખ પામે તે કરજો ઉપાયરે;
મુક્તાનંદને વહાલે કહ્યું એમરે, કરજો વ્રજજન રીઝે તેમરે.

## કડવું ૨ જું.

ગોપી જનને મારો છે વિજોગરે, એને એ જ થયો ઉર રોગરે;
મારે સંદેશે કરી વીરરે, ટાળો ગોપિકાનું દુઃખ ધીરરે.
વ્રજનારીનું મન મારે પાસરે, મારે અર્થે તજી સુખ આશરે;
મારે અર્થે તજે સંસારરે, તેને પાળું હું કરી બહુ પ્યારરે.
અતિ વહાલામાં વહાલો હું જેહરે, વસ્યો દૂર ગોકુળથકી તેહરે;
તેને સંભારી સૌ વ્રજનારીરે, અતિ વિરહે મુઝાય છે ભારીરે.
અતિ કષ્ટે કરી સકુમારીરે, ધારે પ્રાણ તે મુજને સંભારીરે;
મુજને મળવાને જીવે છે એહરે, એમાં લેશ નહીં સંદેહરે.
મુને અર્પ્યા છે તન ધન પ્રાણરે, પ્રેમભક્તિનાં પરમ સુજાણરે;
વ્રજનારી તો છે સર્વે મારીરે, જાઓ ઉદ્ધવ વેગે વિચારીરે.
એવું કહી પ્રભુ પરમ ઉદારરે, આપ્યો ઉરથી પ્રસાદીહારરે;
આપ્યાં આભ્રણ વસ્ત્ર અનૂપરે, જોતાં હરિ સરખું થયું રુપરે.
જાઓ રથપર બેસીને તાતરે, કેહેજો મારા સંદેશાની વાતરે;
મુક્તાનંદ કહે હરિ સુખકારિરે, પ્રેર્યા ઓધવ પાત્ર વિચારિરે.

## કડવું ૩ જું.

એવી રિતે કહ્યું જદુનાથેરે, લિધાં વચન ચડાવીને માથેરે;
હરિચરણે નમાવીને શીશરે, ધાર્યા અંતર શ્રી જગદીશરે.
ચાલ્યા ઓદ્ધવ ગ્રહિને સંદેશરે, શોભે હરિસમ સુંદર વેશરે;
બેઠા રથપર લઇ હરિ નામરે, ચાલ્યા ઉદ્ધવ ગોકુળ ગામરે.
રવિ અસ્ત થયો જ્યારેરે, આવ્યા ઉદ્ધવ વ્રજમાં ત્યારેરે;
નંદરાયનું વ્રજ ઘણું શોભેરે, દેખિ મુનિવરનાં મન લોભેરે.
ઉડે ગૌરજ ડમરિ ભારીરે, તેણે શોભે છે વ્રજ સુખકારીરે;
ધોળાં વાછડાં ધેનુ અપારરે, એ છે વ્રજકેરો શણગારરે.
ગાજે ગોકળિયું ગૌનાદેરે, ગોપી ગોપતણે સંવાદેરે;
ગાય ગોપીઓ હરિગુણ સારરે, વાય વાંસળી ગોપ અપારરે.

તેણે શોભે છે ગોકુળ ગામરે, અને મધ્ય છે નંદનું ધામરે;
અગ્નિ અર્ક અતિથિ ને દેવરે, તેની ગોપ કરે બહુ સેવરે.
ધુપ દીપ ને મંગલ સાજરે, શોભે ઘરઘર શ્રેષ્ઠ સમાજરે;
મુક્તાનંદ કહે ગોકુળ જોઈરે, રહ્યું ઓદ્ધવનું મન મોહીરે.

## કડવું ૪ થું.

શોભા જોતાં ઓધવ હરિદાસરે, આવ્યા નંદના મંદિર પાસરે;
નંદરાયનું મંદિર સારરે, પાસે પુષ્પનાં વૃક્ષ અપારરે.
તેમાં પંખી કરે બહુ નાદરે, જાણે ઓધવને દેશે સાદરે;
એવી શોભા તે જોતાં અપારરે, આવ્યા ઓધવજી નંદદ્વારરે.
નિરખ્યા ઓધવને નંદરાયરે, જાણી હરિજન હરખ ન માયરે;
ભેટ્યા નંદ કહી શુભ વાણીરે, પૂજ્યા પુરુષોત્તમ સમ જાણીરે.
મનવાંછિત અંન જમાડીરે, પછે પલંગ ઉપર પધરાવીરે;
આપી પાનબીડી મુખવાસરે, બેઠા નંદ ઓધવજીની પાસરે.
સુખે બેઠા તે ઓધવ જ્યારેરે, બોલ્યા નંદરાય હસી ત્યારેરે;
વાસુદેવ સખા મમ જેહરે, કોને ઓધવ સુખીયા છે તેહરે.
એનો કુશળ છે સૌ પરિવારરે, કોને ઓધવ પરમ ઉદારરે;
મુવો પાપે પોતાને એ કંસરે, ગયો સેજે અધર્મીનો વંશરે.
બીજા જાદવ સર્વેને એણેરે, ગયો કંસનો વંશ તેણેરે;
કોને સુખીયા છે કૃષ્ણ ને રામરે, એ છે મુક્ત નંદના શ્યામરે.

## પદ ૧ લું.—રાગ ગરબી.

ઓધવ ક્યારે આવશે વનમાળીરે, થાય સુખિયા મોહન મુખ ભાળી. ઓધવ૦
ક્યારે મુજને સંભારે છે કહાનરે, નીજ માતાને કરુણાનિધાન;
અમને આઠ પ્હોર એનું ધ્યાન. ઓધવ૦
ક્યારે કહેછે ગોવાળુની વાતરે, જ્યારે ભેલા બેસે બેઉ ભ્રાતરે;
અમને મળશે કેદિ સાક્ષાત. ઓધવ૦
ગોપી ગોપને જમુનાનું વારીરે, ગાયું ગોવરધન સુખકારીરે;
કેદિ રિઝે છે વ્રજને સંભારી. ઓધવ૦
મુક્તાનંદના સ્યામને કાજરે, પૂછે ઓધવને વ્રજરાજરે;
અતિ દુઃખિયો છે વ્રજનો સમાજ. ઓધવ૦

## કડવું ૫ મું.–રાગ ધોળ.

બોલ્યા નંદરાય ગ્રહિ પાણી, સુણો ઓધવજી મારી વાણી;
દાવાનળથકી અમને ઉગાર્યા, વાયુ વૃષ્ટિનાં કષ્ટ નિવાર્યાં.
વૃષભાસુર દુષ્ટને મારી, લીધાં કૃષ્ણજિયે અમને ઉગારી;
કાળીનાગ અઘાસૂર કાળ, તેથી અમને ઉગાર્યાં દયાળ.
આવ્યાં કષ્ટ દુરંત અપાર, તેથી કૃષ્ણજિયે કીધો ઉદ્ધાર;
ભારે દૈત મૃત્યુસમ જેહ, માર્યા કૃષ્ણ કૃપાનિધિ તેહ.
લીલા કૃષ્ણની અતિ સુખકારી, હાય નિર્ખવું વચન સંભારી;
ઘરનું કામ ગમે નહિં કોઇ, રહિયે હરિચરણે ચિત્ત પ્રોઇ.
નદિ શૈલ ને વન છબી ભાઇ, હરિને ચરણે અંકિત સુખદાઇ;
એને જોઇને મનડું અમારું, હરિના રૂપથી રહે નહી ન્યારું.
આત્મા વ્રજમાં શ્રીકૃષ્ણ ને રામ, જાણ્યા પુરુષોત્તમ સુખધામ;
સૂરકારજ કરવાને આવ્યા, મુને ગરગે તે ભેદ બતાવ્યા.
માર્યાં મલ્લ ને ગજપતિ ઘોર, માર્યાં બળવંત કંસ કઠોર;
એવા મુક્તાનંદના સ્વામી, અમે જાણ્યા ઓધવ બહુનામી.

## કડવું ૬ ઠું.

સુણો ઓધવજી એક ધ્યાન, કિધાં પ્રાક્રમ જે ભગવાન;
ત્રણ તાલ ધનુષ વિક્રાળ, ભાંગ્યું ભૂધરજી તતકાળ.
દિન સાત ગિરિ કર ધાર્યો, વહાલે ઇંદ્રનો ગર્વ ઉતાર્યો;
એક આંગળીએ ગિરિ ધારી, વાઇ વેણુ રસાળ મોરારી.
માર્યાં ધેનુક તૃણાવર્ત, કીધો બક ને પ્રલંબનો અંત;
માર્યો દૈત અરિષ્ટ કરાળ, કીધા દેવ સુખી ગોપાળ.
એવી રીતે ચરિત્ર સંભારી, વહ્યાં નંદનાં નેત્રથી વારી;
પ્રેમે ગદગદ સ્વર ન બોલાય, વળતા મુન્ય થયા નંદરાય.
સુણી સુતનાં ચરિત્ર ઉદાર, વાધ્યો માતાને પૂરણ પ્યાર;
પ્રેમ પરવશ નંદની રાણી, મુખ બોલી શક્યાં નહિ વાણી.
વહે લોચન જળ ચોધાર, પ્રેમે સ્તનથી સ્રવે પય સાર;
એવો નંદ જશોદાનો જેહ, દિઠો હરિસંગ પરમ સનેહ.
નર નારી કૃતારથ જાણી, બોલ્યા ઓધવ નંદશું વાણી.

## કડવું ૭ મું.

સુણો નંદજી કહું એક વાત, તમે જાણ્યા હરિ સાક્ષાત;
તેશું પ્રિત અપાર તમારે, તમે વંદવાજોગ અમારે.
તમે વિશ્વ સકળને છો વંદ્ય, પુત્ર જેના પ્રગટ ગોવિંદ;
એવું જાણીને આનંદ પામી, ભજો કૃષ્ણ ચરાચર સ્વામી.
એ તો વિશ્વનું બીજ છે ઇશ, જાણો રામકૃષ્ણ જગદીશ;
સૌમાં વ્યાપક સૌથી ન્યારા, સરવેશ્વર પુત્ર તમારા.
એમ અંતસમે મન ધારી, ત્યાગે જે સમજી વિચારી;
તેનાં કર્મ સરવ બળી જાય, બ્રહ્મરૂપ તે મુક્ત કહેવાય.
એવા નારાયણ નર ભ્રાત, જગકારણ જગવિખ્યાત;
તમને પ્રીત અખંડ તે માંહી, હવે કહું રહ્યું નથી કાંઇ.
વ્હેલા આવશે કૃષ્ણ મોરારી, તમને મળવા તે મહાસુખકારી;
ભગવાન જદુપતિ જેહ, નિશ્ચે આવશે નહિ સંદેહ.
મામો કંસ મંડપ મધ્યે મારી, તમને જે જે કહ્યું ગિરિધારી;
તે તે સત્ય કરશે બહુ નામી, વ્હાલો મુક્તાનંદનો સ્વામી.

## કડવું ૮ મું.

સુણો નંદ જસોદા માત, તમે દેખશો હરિ સાક્ષાત;
એનો સર્વના ઉરમાં નિવાસ, જેમ કાષ્ટમાં અનળપ્રકાશ.
વ્હાલો વેરી પ્રભુને ન કોય, સમદ્દષ્ટિ જગત ગુરુ સોય;
એને ઉત્તમ અધમ ન કોઇ, ભક્તિવાન વ્હાલાં જન સોય.
એને નહીં કોઇ માત ને તાત, નહિ ભારજા પુત્ર ને ભ્રાત;
એને પોતાનું પર ન કહેવાય, નહિ દેહ જનમ કલપાય.
ઊંચ નીચ મધ્યમ તનમાંઇ, એને કર્મ ન સંભવે કાંઇ;
તોય સંતનિ રક્ષાને કાજ, શુભ ચરિત્ર કરે વ્રજરાજ.
સત્વ રજ તમ ગુણ કહેવાય, એને ભોગવી નવ્ય બંધાય;
ખેલે ગુણમાં ને નિર્ગુણ જેહ, સ્રજે પાળે હરે જગ તેહ.
એવા સમર્થ કૃષ્ણ મોરારી, જેને ભજને ટળે ભ્રમ ભારી;
નિરલેપ નિરંજન જેહ, થયા કૃષ્ણસ્વરૂપે તેહ.
એનો મહિમા છે અનંત અપાર, કેતાં શેષજી પામે ન પાર;
કૃષ્ણ નિર્ગુણ અંતરજામી, એ છે મુક્તાનંદના સ્વામી.

